# કીલવાના સવાલ જવાબ

યાને

## આફતાબે હીદાયત.

આ પ્રગટ કરનાર,

ખેદલજી મનજી કામા.

અમરેલી—કાઠીઆવાડ.

કીમત ચાર આના

# કીલવાના સવાલ જવાબ

યાને

## આફતાબે હીદાયત.



રચી પ્રગટ કરનાર,


**એદલજી ધનજી કાબા.**

અમરેલી—કાઠીઆવાડ.





ઈ. સ. ૧૯૧૮ હી. સ. ૧૩૩૫.





આવૃતિ પહેલી. નકલ ૫૦૦

અમદાવાદ લાલ દરવાજા લાલકાકા સૅાજવાળા મકાનમાં
આવેલા શ્રી અમરસિંહજી પ્રીંન્ટિંગ પ્રેસમાં
પઠાણ નુરખાન અમીરખાને છાપી.


કીમત ચાર આના.

# પ્રસ્તાવના.

ઇ૦ સ૦ ૧૯૦૫ ની સાલમાં ઇસ્ટ આફ્રીકાના અંદર "કીસવા" માં ખોજા શરીફ નુરમાહમદ, સુલેમાન વાલજી તથા હાજી સુલેમાન ભીમજી તથા નામદાર આગા સુલતાન મહંમદશાહ સાહેબ વચ્ચે ત્યાંના વડા જર્મન અધિકારીએ કરી આપેલી ગોઠવણ મુજબ, કેટલીક મઝહબી બાબતની શંકાઓનું નિવારણ કરવા તથા ખુલાસા મેળવવા સવાલ જવાબ થયા હતા. આ સવાલ જવાબ અમારા તરફથી પ્રગટ થતા માસિક "નુરે હીદાયત" ના પહેલા વર્ષના ત્રીજા અંકમાં છપાયા. મજકુર સવાલ જવાબમાં ઇલ્મે ફીલસુફી, ઇલ્મે મંતક, ખુબી, મારફત, હીકમત, હીદાયત ઇમામતનો પાવર, સમાધાન વિગેરે બાબતો હોવાનું અને મારા મિત્ર મી૦ વરતેજીએ "હાજર ઇમામની હીદાયત" એ નામનું ચોપાન્યુ રચી જાહેર કર્યું અને તે સાથે તે ચોપાન્યામાં "જે ત્રણ જણાઓએ આ સવાલ પુછ્યા, તેઓ હાલમાં કયાં છે અને કેવી હાલતમાં છે?" તેની હકીકતની તથા સવાલ જવાબનું લખાણ "ટુંક સાર તરીકે આવેલી વીગતમાં સહરાગનની શંકા રહે છે તે કરતાં બને સંપુર્ણ રીપોર્ટ તરીકે લખાએલી હોત"ની માગણીઓ કીધી. અને એ રીતે તેમની માગણીઓને ઇનસાફ

આપવાનું કામ અમારા પર ફરજીઆત આવી પડયું. તથી તે સંબંધે અમારી પાસે જે આધાર હતો તે પ્રગટ કરવો મુનાસબ લાગ્યો અને અમારા મિત્ર મી૦ વરતેજીએ સવાલ જવાબના લખાણમાં ઇલ્મે ફીલસુફી, ઇલ્મે મંતક, ખુબી, મારફત, હીકમત, હીદાયત, ઇમામતનો પાવર, સમાધાન વિગેરે હોવાનું કહી, તેની દલીલો વિશે તેમાં વિવેચન કીધું. આ ઉપરથી તેમની માગણીનો સ્વીકાર કરવા સાથે ઉક્ત બાબતપર કેટલોક છેવટે નિર્ણાયક મતપર જવાને ઉપયોગી થઇ પડે તેવો ખુલાસો પણ આપવો અમોને મુનાસબ લાગ્યો. અને તેથી તે આ નાનકડા રીસાલામાં આપી મી૦ વરતેજીની માગણીને વ્યવહારૂ અમલમાં મુકી અને તેઓ ઉક્ત બાબતપર વધુ ફીલસુફી, મંતક, ખુબી, હીદાયત, હીકમત, સમાધાન વિગેરે પર પ્રકાશ પાડે તેનો માર્ગ તેમને સરલ કરી આપ્યો છે. આશા રાખવામાં આવે છે કે, અમારા મીત્ર મી૦ વરતેજી માગેલી વસ્તુને મળતાં પોતાની કબુલતને વ્યવહારૂ અમલમાં મુકી, વાચક વર્ગની અભિલાષાને તૃપ્ત કરશે.

કોમી સેવક.

**એદલજી ધનજી કાબા.**



# ફીલવાના સવાલ જવાબ.



ઈ. સ. ૧૯૦૫ ની સાલમાં નામદાર આગા સુર સુલતાન મહમદશાહ સાહેબ શ્રી ફીલવા (ઇસ્ટ આફ્રીકાનું બંદર છે) ખાતે પધાર્યા હતા. ત્યારે ખોજા શરીફ નુરમાહમદ, ખોજા સુલેમાન વાલજી તથા હાજી સુલેમાન ભીમજી એમ જણ ત્રણે નામદાર આગા સાહેબને કેટલાક સવાલો પુછ્યા હતા અને નામદાર આગા સાહેબે તેના જે જવાબો આપ્યા હતા તેનો ટુંક સાર ખોજા પબ્લીકની જાણ માટે "નુરે હીદાયત પુ. ૧ લું અં. ૩ જે" ના પેજ ૧૬ થી ૧૮ ઉપર આપવામાં આવ્યો છે. નામદાર આગા સાહેબ ખોજાઓના ઉપાધ્યાય, તેથી ખોજાઓ તેમને ધર્મ સંબંધી સવાલો પુછે અને આગા સાહેબ તેના જવાબો આપે અને તેવા સવાલ જવાબ ખોજા પબ્લીકની જાણ માટે ખોજા કોમનાજ માસિકમાં છપાય એ એક સાધારણ બાબત છે.

ફીલવા ખાતેના સવાલ જવાબ "નુરે હીદાયત" માં પ્રગટ થયા પછી, આજદીન સુધી તે માટેનો એક શબ્દ પણ તેમાં ઉચ્ચારાયો નથી અને કાંઇપણ નુકતેચીની વગર તે વાત હતી ન હતી થઇ જવા પામી હતી; પરંતુ અમારા મિત્ર મી. વરતેજી, કે જે સુતા શેરા જગાડવામાં પોતાની મોટાઇ માને છે અને ખાનાઇઓના દબાયલા ઝનુન

ને સજીવન કરવા માગે છે અને પ્રથમના ઝનુનના ધમકી ભર્યા ઇશારાઓ કલમ ચોરી ચોરીને આપતા રહે છે તેણે તેને ક્રીકેટનો દડો બનાવવા બાજી રચી છે અને તે માટે "હાજર ઇમામની હીદાયત અને મુનાફકોનો દુરાગ્રહ" એ નામની થોડાં પાન્યાંની ચોપડી ગઇ સાલમાં લખી છે જેને મી. મુખતાર નાનજીએ છપાવી છે. જેની એક કોપી ટપાલ રસ્તે અમોને મળવા પામી છે કે જે હમણાં અમારા ટેબલ-પર પડેલી છે.

આ ચોપડીના સંબંધમાં કાંઇપણ મત ઉચ્ચારતાં પૂર્વે મી. વરતેજીની માગણીને અમો ઇનસાફ આપવા માગીએ છીએ. વાચક વર્ગ એ વાત સારી પેઠે સમજે છે કે વર્તમાન પત્રો તથા માસિકોમાં કેટલાક લખાણો તેના અધિપતિના તથા કેટલાક બીજા લેખકોના હોય છે. આ સવાલ જવાબનું લખાણ પણ બહારથી આવેલું સ્પષ્ટજ છે અને તેથી આપવામાં આવેલા ટુંક સારના આવેલા લખાણ સાથે જે કાંઇ વિશેષ લખાણ આવેલું તેજ અમારી પાસે અમારા મિત્ર મી. વરતેજીને ઇનસાફ આપવાનું અમારી પાસે સબળ સાધન છે અને આવા લખાણનીજ મી૦ વરતેજીએ પોતાના લખાણમાં અપેક્ષા દરશાવેલી હોવાથી જો તે લખાણ અમો આપીએ તો તેમના મનનું દરેક સમાધાન થવા ઉમેદ છે. પ્રથમ મી૦ વરતેજીની માગણીના લખાણનો પેરો નીચે આપીએ છીએ. મી૦ વરતેજી પૃષ્ટ ૩ ઉપર લખે છે કેઃ—

" આ સવાલ જવાબ ઉપર વિવેચન કરવા પહેલાં અમો
" એ બાબત જાણવા માગીએ છીએ કે, જે ત્રણ જણા-
" ઓએ આ સવાલ પુછ્યા તેઓ હાલમાં કયાં અને કેવી
" હાલતમાં છે? તેની હકીકત જણાવી હોત અને બીજું
" એ કે ટુંક સાર તરીકે આવેલી વીગતમાં સહરાગતની શંકા
" રહે છે. તે કરતાં જો સંપુર્ણ રીપોર્ટ તરીકે લખાયેલી
" હોત અને તે બાબતમાં એકજ પક્ષના માણસો હોવા
" છતાં તેના વાજબીપણા માટે જાહેર ઇનસાફ ખાતર
" સાક્ષી જેવી વિગતો દાખલ રાખી હોત!"

ઉપરના લખાણમાં મી. વરતેજી પ્રથમ એ બાબતનો ખુલાસો માગે છે કે જે ત્રણ જણાઓએ આ સવાલ પુછ્યા, તેઓ હાલમાં કયાં અને કેવી હાલતમાં છે? આવો ખુલાસો આપવાની જવાબદારી અમારે સીર આવી શકતી નથી; તો પણ તે સંબંધમાં અમોને જે માહિતી છે તે આપીએ તો અમારા મિત્રને ખુલાસો મળી શકે છે એમ ધારી આપીએ છીએ. ખોજા શરીફ નુરમાહમદ તથા તેમના પીતા નુરમાહમદ સુળજી હાલમાં ફીલવા ખાતે મોજુદ છે. તેઓ મુળ મહુવાના રહીશ છે અને કેવી હાલતમાં છે તે થોડા વર્ષ પહેલાના તેમના કાગળના વાચનથી (જે કાગળ નીચે આપવામાં આવ્યો છે) થશે. અને હાલમાં તેમની ખેરો આફીયતનો પત્ર આવેલો હોવાથી તેઓ હમણાં પણ પ્રથમ પ્રમાણેના હશેજ. બાકી અમોને અમારા

કોઇપણુ ગ્રાહકને તેની હાલમાં કેવી સ્થિતિ છે તે જાણવાની કશીપણુ હાજત હોતી નથી. તેથી જો વધુ ખુલાસાની અપેક્ષા મી૦ વરતેજી ધરાવતા હોય તો તેમનાપર બારોબાર લખી મંગાવી શકે છે.

હાજી સુલેમાન વાલજી મુળ જાંબુડાના રહેવાશી હાલમાં મોમ્બાસામાં છે અને તેમની સ્થિતી પણ ફીસવા પ્રમાણેની હોવાનું અનુમાન કરીએ છીએ. તેમનો છેલ્લો પત્ર ગત વર્ષના છેલ્લા માસોમાં અમોને મળેલો છે. હાજી સુલેમાન ભીમજી મહુવાના રહીશ દુનિઆથી રેહલત કરી ગયા છે. આ સવાલ જવાબ જમાતખાનામાં સઘળી જમાતની રૂબરૂમાં થયા છે. એ ત્રણે આસામીઓની સવાલો પુછવામાં આવ્યા તે વખતની સ્થિતિનું કાંઇક વિશેષ ભાન ખોજા શરીફ નુરમાહમદના પત્રથી થઇ શકે છે. અને આટલો ખુલાસો અમારા મિત્ર મી૦ વરતેજીને બસ થશે.

બાજું હુંકસારજ આવેલો પ્રગટ થયો છે. માત્ર અમોએ તેમાંના કેટલાક ગરમ શબ્દોને નરમ શબ્દોમાં બદલાવી અસલ બાબત જેવીને તેવી રજુ કરી છે. મુળ હુંક સારજ આવ્યાનું અમારા મીત્ર મી૦ વરતેજી રજુ કરવામાં આવેલા પત્રથી જોઇ શકશે. સાક્ષીમાંતો નામદાર આગા સાહેબ તથા સઘળી જમાત મોજુદ છે જે ઘણી મજબુત અને વજનદાર હોવામાં મી૦ વરતેજી શંકા લઇ જશે નહિ.

કહેવત છે કે "નાચવું નહિ તો આંગણું વાંકુ" તેમ આડા અવળાં નિરર્થક ફાંફાં શોધવાનું પોતાની ખસલત પ્રમાણે મી૦ વરતેજી શોધવા લાગ્યા. સવાલ તથા જવાબ રજુ થાય છે ત્યારે સવાલ પુછનાર ક્યાં અને કેવી હાલતમાં છે તે જાણવાની નિરર્થક પંચાતીમાં ઉતરવાનું શું કારણ હશે? પ્રથમ કોઈ જંગબારમાં હોય અને પછી તે મોમ્બાસામાં આવી રહે. પ્રથમ બીમાર હોય અને પછી તનદુરસ્ત થાય. પ્રથમ તવંગર હોય તે પછી ગરીબ થાય અથવા પ્રથમ ગરીબ હોય અને પછી શ્રીમંત થાય તેવી બાબતો વિશે ચર્ચામાં ઉતરવું એ નાહકનું મગજ મારવા જેવું અને નવરાનું કામ છે. અમારા મિત્રને જો બહુ ફુરસદજ રહેતી હોય તો હરીના મંદીર (માંડવા)માં જઇ હરીખવાસની માળા હાથમાં લઇ સીજદા કર્યા કરે તો તેમની ઇચ્છાને તૃપ્તી મળે. હવે ખોજા નુરમામદ મુળજીનો ફીકરવાથી આવેલો પત્ર નીચે આપીએ છીએ.



# કીલવાનો પત્ર.

"કીલવા તા. ૩-૬-૧૪"

"મહેરબાન,

બીરાદર એદલજીભાઇ ધનજીભાઈ.

અમરેલી–કાઠીયાવાડ."

"જત આપના તરફથી તા: ૨૦-૨-૧૪ નો લખેલ પત્ર અત્રે તા. ૨૨-૩-૧૪ નો પોતો. તમારા લખવા મુજબ સરવે વીગત જાણી. બાદ આપે અમારા પ્રત્યે લખાણ જરા વિશેષ લખેલ, તે દરજાને અમોને હજી ખુદાએ નસીબ કર્યો નથી પણ અમારા વડવાઓ યાને અમારા દાદા મનજીભાઇ ફીકા માણેકને નસીબ થયો હતો.. ઇનશા અલ્લા ખુદા અમને પણ તેમાથી થોડું નસીબ કરે. આમીન. પણ ખુદા દમાનની સલામતી રાખે તોપણ ગનીમત છે."

"બાદ દીનની લાગણી તો ખુદાના ફજલો કરમથી નાનપણથી મહુવામાં કોર્ડીનારવાળા મજનમીઆ સાહેબ અમારા ઘરની પાછળ રહેતા હતા ત્યાં મારા કાકા શામજીભાઇ મનજી સાથે પડવા જતો હતો. ત્યાંથી નીમાજ–સલામ–મજલીસ વીગેરેની તાલીમ મળી. બાદ સા. ૧૯૧૭ ની સાલમાં ઘોઘાની પેઢી પર જવું પડયું. ત્યાંથી સા. ૧૯૨૧ ની સાલમાં જંગબાર હસનભાઇ ગુલામહુસેન ભાવનગરવાળા, જે થાવર

મુંલાણી જામનગરવાળાની મજમું દુકાન હસનભાઇ થાવરની કુ૦ ના નામથી ચાલતી હતી તેની નોકરીમાં જોડાયો. તેમને ત્યાં દર જુમેરાતની મજલીસ થતી હતી તેમાં ખાસ હસનભાઇ પોતે રોઝતશ શોહોદા સારી ઢબથી પડતા હતા. તે બાદ મરહુમ માહામદ વાલજીની કુ. માં રહેવું પડયું, ત્યાં માશાઅલ્લા પોતે પરહેજગાર તથા પાકા ઇમાની હતા. તેની દુકાનની નોકરી મળવાથી દીલ મજબુત થયું. બાદ સાં. ૧૯૪૦ ની સાલમાં કીલવામાં દુકાન ખોલી ત્યારે મરહુમ લાખા કાનજી તથા સચેદીના પીરાણીની તથા હાજી અલીયા જુમાણીની મદદથી કીલવે દુકાન ખોલી. અત્રે તો સરવે આગાખાની ચુસ્ત હતા; પણ ખાનામાં જાગરણ થતું. કોઇને ઘેર મજલીસ કરવી હોય તો રજા નહિ હતી. ખાનામાં કરતા, પણ મજલીસ ગમે તેટલી વાર પડતા. માતમ કરતા. ૧૪ માસુમીનના નામની સલવાત દરૂદ વીગેરે જીયારતનામું પડતા. એથી ત્રણ કલાક મજલીસ પડતા, તેમાં મોટી કોમ કચ્છી લોકોની, બાકી જુજ જામનગરીઓની, બાકી એક ભગત જુનાગઢનો હતો. તે સરવેને ફરેબ દેતો ને માયના ઉંધી સમજાવતો વીગેરે. તેણે અમારા વસ્તે જમાતમાં ખોદણી કરી, જે તે મહુવાઇ છે ને મહુવાને આગાખાને કુફ્રે કહ્યો છે. અને તે બેઇમાની છે. ઘટપાટ તો કોઇ દીવસ પીતો નથી માટે ધીયાન કરજો અને તે કહે છે જે ગટપાટ પીવું તે હઝરત ઇમામ હુસેન અને નું રૂધીર પીવા બરાબર છે વીગેરે. વળી તે જમાત

વાળા માહમદ વાલજી હરજીનો મળતીઓ છે વીગેરે સમજાવ્યું તેથી જમાતે મને તેડાવી ઠપકો આપ્યો. તે વખતમાં બે જણાઓ અમારી પાસે ખાત્રી માટે આવ્યા, જે આ વાત કેમ છે. તો જવાબ દીધો જે ફીસવામાં બે વરસ થયા કોઈને કોઇ વાત કરી નથી. પણ હું સુમાનીઓ છું. ઘરે નમાજ પડું છું. મજલીસમાં ખાને આવું છું પણ સરવે ભગતની સાથે હુવા સદ્દા કરવા વગર છુટકો નથી; પણ ગટપાટ પીતો નથી. તે મારા મનમાં સમજુ છું, જે ૧૦૦ ઘર છે તેમાં હું એક કોઈની આંખે થઇશ નહિ. પણ પુછશે તો જવાબ દેવા તઇયાર છું ત્યારે તે બંને જણાઓએ કહ્યું જે અમો પણ તમારી જેમ છીએ. ત્યારે કહ્યું ભલે ફીકર નહિ. વળી તેજ દહાડે જમાત ભેગી થઇ ત્યારે અમોને પુછાણું. અમોએ કહ્યું જે કહેનાર માણસ અમોને આપો, જે તે કીસ્સો તથા કુરાન ઉપાડી એમ કહે જે મને કહ્યું અથવા મારા મોઢામાંથી સાંભળ્યું. જો તે તેમ કહે તો રાસ ૧૦૦) સો ગુનેગારીના તૈયાર છે તે લઇને બીજી જે સજા કેરાવો તે કબુલ છે. તેમાં તમારે પાછું ફરવું નહિ. તેમ જમાતને બેઉ આંખો સરખી રાખવી, ને આજે હું મારે મોઢે ઇકરાર કરૂં છું જે હું ખરેખર મારા મનમાં એમ સમજું છું જે હું સુમાનીઓ છું પણ અત્રે ૧૦૦) ઘરમાં હું એકજ ઘર. વળી હું ને મારો દીકરો બેઉ જણ છીએ. તેથી જમાતમાં તમારી રસમ

પ્રમાણે ચાલવું જોઇએ. તે વિના ચાલશે નહિ એમ સમજી પઇસાને ઠેકાણે સવા પઇસા આપું છું. તેમ નીયાજ વીગેરેમાં આપ મોટાઓ સાથે ચાલું છું. તે હવે જાણવા સારૂ આજના મામલા ઉપરથી કહેવા જરૂર પડી તેથી જાહેર કરૂં છું. કોઇની બીક નથી. તેમ જમાત છે તે સમુદ્ર છે. તે સરોવર છે તેની ભાવના તમો કરો. હવે મને માણસ આપો. ત્યારે તેઓ એક બીજા સામું જોવા લાગ્યા પણ વારસ સાહેબ કુરાન પડેલ, વળી લાખા કાનજીનો આડતીઓ જે કચ્છી હતો તે એક વખતની નમાજ ચુકતો નહિ. તેણે કહ્યું જે નુરમહામદ મુળજીની વાત ખરી છે. તેને માણસ આપવો જોઇએ વીગેરે. ત્યારે ભગતને પકડ્યો તો તે (ભગત) ફાંફા મારવા લાગ્યો. બીજા જેઓ સમજુ હતા તેણે કહ્યું જે તમે કોની છેડ લીધી ! જાણતા નથી જે સો (૧૦૦) કચ્છી એક નગરીઓ, સો નગરીઆ એક ભાવનગરી, સો ભાવનગરી તો એક મહુવાઇ. જેનો ધણી જંગબાગમાં નાસર લીલાણીમાં હજાર રાલનો પગાર ખાય છે તેમાં શું એટલી અક્કલ નથી જે કેમ રહી શકીશ અને કેમ નભી શકીશ. તે કાઇ ગાંડો નથી જે કોઇને કહે. તો સો રાલ સામા રાખે નહિ. માટે જરા વિચાર કરવો જોઇએ. તેને માણસ આપો. ત્યારે ભગત ફાફાં મારવા લાગ્યો. જે પોતે પોતાને મોઢે કબુલ કરે છે તે ઉપરાંત શું જોઇએ. મુખી તથા વારસે ડપકો આપ્યો જે વાત ખરૂં જુઓ

તો તેં કહી તેથી તેણે તેની નકલ કરી, પણ અસલ તેં કહી તેની તેને ખાત્રી થઇ. તો નીયત તેવી મુરાદ. પણ આજદીન સુધી તે વાત ભગતે કરી નહત તો હજુ પણ પોતે કરત નહિ ને પાધરો થાત નહિ. જ્યારે તેને બીજા તેના જેવા મળતે, ત્યારે તેનું જોર વધતે, પણ હવે મને ખાત્રી છે જે આ ગામમાં ઢાંક પીછોડો ચાલતો હતો તેને ભગતે ખુલ્લો કર્યો. હવે નાતને નહિ સંભાળો તો બીજા ગામની જેમ આ ગામમાં પણ એ મત થશે. માટે આ વાતને માંડી વાળો મતલબકે ભગતે માંરી માંગી"

"ત્યાર પછી એકમાંથી પાંચ, પાંચમાંથી દસ થયા. જુદી મજલીસ ઘેર કરવાની રસમ કાઢી. તેમાં તકરાર થઇ. તેઓ જંગબારમાં મોટી જમાત પાસે ગયા. જમાતનો કર સુવા વીગેરે જેમ જંગબારમાં મોટી જમાતમાં થાય તેમ કરવાની ફીલવાની જમાત મના કરે છે તેમાં હાજી પીરા વલી, નાસર લીલાણી, લાખા કાજી, વેરસી આડવાણી વીગેરેને શામેલ કરી, સાલે માહમદ હસનને સાથે લઇ થારીઆ ટોપણ તથા રેમતલા હેમાણી અલીભાઇ વારસ પાસે કાગળ લખાવ્યો ને ફાજલ ઇસા તથા મામદ જુમાની સહી લેવા ગયા. તો સહી આપી નહિ. તે કાગળ લઇ ફીલવાની જમાતને આપ્યો ત્યારે ભગતને કહ્યું જે જોયું કે પેલા સો રાલ આજે લેખે લગાડી આપ્યા. હવે તેઓ શું કરવુંની ફીકરમાં પડયા. તે લોકો હાન્ના કરતા હતા પણ

અને થારીયા ટોપણના સગાં, રેમતલ્લા વારસના સગાં, એક બીજાના સગાંનો કાગળ તથા લાખા કાનજીના સગા હતાં તેનો કાગળ ભલ્લામણનો હતો. તે સરવેએ જમાતને કહ્યું જે, મુખીની સહી નહિ હોય તો શું થયું. વારસની સહી ખરી હોય તો રજા દેવી જોશે. આ ઉપરથી તેમાં એમત પડ્યા પછી મજલીસ કરી, સાર સરકાર ધુવા વીગેરે કરી મજલીસ મરહોની કરી, આખા ગામમાં ઘરનો સાદ ફેરવ્યો ને તેમાં મુખી, ભગત, કામડીઓ તથા વારસ મળી જણ ૫ થી ૧૦ સિવાય સરવે આવ્યા અને નવું કામ ધામધુમથી ચાલુ થઇ ગયું. ત્યાર પછી ૪૦ જણ મુમાનીઆ થયા અને કામ વધતું ગયું."

"ત્યારબાદ ઇમામવાડો કરવા માટે ફંડો થયો ત્યારે તેમાં વીશ ઘર બાકી રહ્યા. હવે એકસંપ કરી લખત કર્યું અને કસમ નાંખી સહી કીધી. ઇમામવાડો રૂ. ૭૫૦૦) સાડી સાત હજાર ખરચી કીલવામાં બનાવ્યો તેના મુતવલી જણ ચારે નીમ્યા. નુ૦ મુ૦ મો૦ કા૦ ખા૦ ચાં૦ સા૦ નુ૦ એ સઘળું રાહેનજાત તથા રફીકમાં છપાવેલું છે. પછી જ્યારે મુતવલી સાલે નુરા તથા ખાકુ ચાંદુ ગુજરી ગયા ત્યારે જણ બે ઇસમાઇલ ભલુ તથા અલી દીના ધાલાને નીમ્યા છે. હવે પહેલા વંશપરંપરા મુતવલી ભોગવે લાયકાત ધરાવે તો. પાછળના જણ બે નવા કર્યા. તેમના વંશનો ધ્યાન પડે તો, નહિ તો કાંઇ નહિ. તે પણ સરવે

જમાતનો મત થાય તે. તેમાં નુરમાહમદ મુળજી તથા તેના છોકરા શરીફ નુર માહમદનો મત કબુલ સમજવો. દેખરેખ નુ૦ મુ૦ તથા તેની બાદ તેના છોકરાની સમજવી તેમ રજીષ્ટર કરેલ છે.”

“હવે સ. ૧૯૫૬ માં આગાખાન આવવાના થયા ત્યારે સામી પારટીવાળાએ વાંધો લીધો, જે અમારા આગા સાહેબનું ફરમાન છે જે ઇસમાઇલીમાં સહી આપે તે ખાનામાં આવે વીગેરેનું પાટીયું માર્યું. તે વખતમાં મેંઢાના ઘર ૪૦ તથા ઇસનાઅશરી ૨૨ હતા. પણ અમો વગર દરકારે હમેશના કાનુન પરમાણે ખાને જતા અને ઇમામવાડામાં પણ જતા તેથી તે લોકોએ કોરટમાં ફરીયાદી કીધી અને કેસ ચાલ્યો. તેમાં ઇસલાઇલ ભલુ તથા અલીદીના ધાલા તથા શરીફ નુરમહમદ એમ ત્રણ જણ ઉભા રહ્યા. જડજ સાહેબે કહ્યું કે, તમારા ઘરની જગો છે તેથી હવે આગાખાનની જગોમાં જવું નહિ ત્યારે અમોએ જડજને જવાબ આપ્યો જે આગાખાનની કઇ જગો તે સમજાતું નથી. તેથી જડજ સાહેબે તેઓને પુછ્યું. જવાબ આપ્યો કે, ખાનું છે તે આગાખાનનું છે ને તે લોકો આગાખાનને ગાળો આપે છે અને માનતા નથી. ત્યારે અમોએ કહ્યું જે, ખાનું છે તે કુલ ખોજાઓનું છે પણ તેમાં આગાખાની ધરમ ક્રીયા ખોજાના ધરમની થાય છે અને અમો આગાખાનને ગાળો દેતા નથી. તે પછી શરીફ નુરમહમદે કહ્યું જે આગાખાનના

વડવાઓએ અમારા વડવા ઉપર મોટી મહેરબાની કરેલ જે જંગલી હીંદુ હતા તેમાંથી અમને મુસલમાનનો ખરો રસ્તો દેખાડયો અને તેનો ઇતિહાસ ખાનામાં મોજુદ છે પણ તે લોકો ( સામાવાળા ) તેનો તરજુમો ઉંધો કરે છે અને અમો ખરો કરીએ છીએ વીગેરે. પછી કહ્યું જે અમો આગાખાનના કુટુંબીઓને જો અમારા શરીરની ખોળ કાઢી આપી તેના જોડા શીવડાવી પહેરાવીએ તોય એહસાનનો બદલો વળે તેમ નથી. હવે જડજે કહ્યું કે જે, તમો જંગલી છો. અમારી વીલાયતમાં પણ એવા અભણને જંગલી ખેડુત મજુર વર્ગના અમારા પાદરીઓને ખુદા યાને ઇસા નબીના છોકરાનો લકબ આપે છે તેવા માટે આ લોકોનું કહેવું બરાબર છે વીગેરે. તેથી બંનેને ખાનામાં જવાનો હક આગાખાન આવે ત્યાં સુધી સાબીત રાખ્યો. ત્યાર બાદ તે લોકોએ આગાખાનને કાગળો લખ્યા, જેમાં લખ્યું જે ઇશનાઅશરી થોડા છે પણ વગવાળા છે તેથી કાંઇ વળ્યું નહિ. તમો પોતે આવો ત્યારે રસ્તો થશે. "

" આગાખાન આવ્યા ત્યારે ૧૨ હવારીઓ યાને જંગબારના ૧૨ જણા મોટાઓ રહીમ લીલાણી, મીરા જેસા, માહમદ રેમતલા હેમાણી, ફાજલ ઇસા, ફાજલ દીનાભાઇ, મેરાલીભાઇ કાનજી રાતના ઉતરી ગામમાં બેઅત કરાવવાની ગોઠવણ કીધી વીગેરે. અમારા સાથે ૨૨ ઘર હતા તેને એક બીજાના સગા તથા દવાણુ વીગેરે ફોસલાવી માન આપી,

મોટપ આપી, ૧૮ ઘરને ફેરવી સહીઓ લઇ લીધી. તે ૧૮ ઘરમાં ૧૬ ઘર નાનાં ને ૨ ઘર મોટા, ઇસમાઇલ ભલુ તથા અલીદીના ધાલા મળી ૧૮, હવે રાતના અરબી ૬ વાગે અમને તેડવા આવ્યા અને અમો ગયા. ઇસ્માઇલ ભલુ તથા અલ્લાદીના ધાલાએ અમોને ઘણું કહ્યું, જે ધર્મ ગમે તે પાળો, પણ વાડામાં રહી સહી આપો અને ઇમામવાડાને બદલે ખાનામાં જુદું મકાન આપીશું. મજલીસ સલાત તમો ગમે તે કરો ને તમારા કબજામાં ચાવી રહેશે. અમોએ કહ્યું કે ઇમામવાડો બંધ કરવો ન પડેતો કબુલ છે. બીજે દીવસે સવારે ચાર જણે જડજની મુલાકાત લીધી અને સરવે હકીકત કહી જે, ખોજાઓ આગાખાનનું ઘણું જોર રાખે છે સરવેને દબાણ કરી ફેરવી નાંખ્યા. બાકી અમો ચાર જણને જરમનનોજ આશરો છે: ત્યારે હીમ્મત મળી જે, તમોને જોઇએ તેમ કરી આપું. ત્યારે અમોએ કહ્યું જે, અમારે સવાલ જવાબ કરવા છે. જડજ સાહેબે કહ્યું કે, તેનો હું બંદોબસ્ત કરી આપીશ."

"બાદ આગાખાન મેલ ઉપરથી ઉતર્યા ને કોરટમાં કોનસલ જડજની મુલાકાત લીધી. કોન્સલે અમારી ભલામણ કરી છાપરે ચડાવવાના બોલ કહ્યા, તેથી કબુલ કર્યું. બેઉ ભેગા રહેશે ને સલાહ કરી આપીશ એવું વચન આપ્યું. બાદ કોન્સલે અમોને બોલાવીને કહ્યું જે તમારા આગાખાનને તમારો જમાતખાનો દેખાડો, તેથી જમાતખાનામાં સાથે

ગયા. ત્યારબાદ ઇસમાઇલ ભલુ તથા અલીદીના ધાલા તથા મુખી કામડીઆને સાલ પહેરાવી શાબાશી આપી. ત્યાર બાદ ફરજંદ શરીફ નુરમાહામદ તથા સુલેમાન વાલજી તથા મરહુમ હાજી સુલેમાન ભીમજી મળી જણુ ત્રણે સવાલ જવાબ કર્યાં. બાદ અરબી ૭ વાગે પધરામણી તથા કાંગવા ભરાણા. તેમાં આપણા મોટા જણુ, જણ એએ રૂા. ૧૨૫) તથા રૂા. ૨૨૫) અનુક્રમે આપી કાંગવા ભરાવ્યા વીગેરે. "

" આગાખાન પોતાની સાથે મેલ ઉપરથી પાણી સાથે લાગ્યા હતા તે પીધું. બાકી એઠું વધ્યું તે ગલાસ પેટીમાં રાખી રાત્રે ગટપાટ રૂપાનાણાંનું કાઢયું. તેમાં સરવે જાગરણમાં ગયા હતા. આગાખાન તુરતજ સ્ટીમરમાં જઇ સુઇ રહ્યા અને ફરી ઉતર્યા નહિ. તેમને ૨૪ કલાક રહેવાનું હતું. તેમાં ૬ કલાક ગામમાં રહી મેલમાં જઇ સુતા અને સવારમાં વહેલા ઉપડી ગયા. બાદ અમને ચારે જણને જમાતે પુછ્યું જે, તમે ભલે આવો, પણ તમારી પાસે જમાતનો કર લેશું વીગેરે. તેથી અમોએ તદન બંધ કર્યું. સવાલ જવાબની નકલ ઘણી ઉતારી હતી. તેમાં ૧ રાહેનજાત, ૧ રફીકને, ૧ બાગેનજાતને, ૨ મુંબઈ, ૨ જંગબાર, ૧ મોમ્બાસા, ૧ ભાવનગર, ૧ મહુવામાં, ૧ જામનગરમાં, ૧ દારેસલામ, ૧ બાગામોયામાં, ૧ લીંડીમાં એવી રીતે મોકલી. એક પડી હતી તે મરહુમ મારા રામજી કાકા આવ્યા તે લઇ ગયા, તેથી હાલ અમારી પાસે રહી નથી.

પણ તમોએ જોઇ તો હશેજ; તો પણ હમણાં ખાહેશ કરી, તેથી મોઢે હજી યાદ છે તે નીચે પ્રમાણે મતલબનું સમજવું. જણ ત્રણ વારા ફરતી જે યાદ આવ્યું, ને જેને લાગ આવ્યો તેણે પુછ્યું"

"**સુલેમાન વાલજી**—હજરત અલી અ૦ ને ખુદા કહેવા કે નહિ ?"

"**આગા સાહેબ**—જેને મારફત છે તે ખુદા કહે તો વાંધો નથી. ને શરીઅત ઉપર ચાલે તે જો હજરત અલીને ખુદા કહેશે તો તે કાફર છે માટે તમારે તમારા એતકાદ પ્રમાણે ચાલવું."

"**સુલેમાન વાલજી**—કેટલાકો અલી અલ્લાહ કહે છે. અને કેટલાકો અલીયુન વલી યુલ્લા કહે છે તેથી મુઝાવું પડે છે. માટે મને મારફત બતાવો."

"**આગા સાહેબ**—મારફત શીખવું હોય તેણે ઇલ્મે ફીલસુફી તથા ઇલ્મે મનતક શીખવું જોઇએ અને તે શીખવું બહુ મુસ્કેલ છે. તેથી તમો રહેવા દો. માટે તમોને અલીયુન વલીયુલ્લા કાફી છે."

"**શરીફ મુરમામદ**—આપની પાસે મહારી અરજ એ છે જે મને ઇમામના બારામાં શક છે. તે આપ રાજી હોતો ખુલાસો કરશો."

"**આગા સાહેબ**—ભલે બોલ્ય શું કહે છે ?"

" **શરીફ નુરમામદ**—ઘણા માણસો ૧૦૦ ઇમામ કહે છે. કેટલાક ૫૦, કેટલાક ૨૦ કેટલાક ૧૦, ને કેટલાક ૫ કહે છે. કેટલાકો એમ કહે છે કે ઇમામ નથી. તો હવે આપણા મઝહબમાં કેટલા ઇમામ છે તેનો ખુલાસો આપો એટલે તે પ્રમાણે વરતીએ."

" **આગા સાહેબ**—ઇમામનો અર્થ તમો સમજતા નથી. ઇમામ એટલે પેશનમાજ. નમાઝમાં આલીમ ઉભે છે તે. અથવા એક ટોળાંનો ગોવાળ, સંભાળ રાખનાર વીગેરે થાય છે."

" **શરીફ નુરમામદ**—આપે કહ્યું તેમાં મને કાંઇ સમઝ પડી નહિ."

" **આગા સાહેબ**—ઇમામનો નંબર નથી ને ઇમામ દુનિયામાં કાયમ છે. ઇમામ વગર દુનીઆ ચાલે નહિ. મારી બાદ મારો છોકરો તેની બાદ તેનો છોકરો વીગેરે કાયમ સુધી ચાલે તેમાં કેમ કહી શકાય કે કેટલા ઇમામ છે ? હું ઇસમાઇલ બિન જાફર સાદકથી ઉતરી આવેલ છું."

" **સવાલ**—આપના દાદા મરહુમ શાહ હસનઅલીએ કીતાબ નામે કનઝુલ મસાયલ તથા મનહાજુર રીશાદ નામે છપાવી છે તેમાં ખુદા એક, ઇમામ બાર—તેરમો ઇમામ નથી. અને કોઇ કહે તો તે કાફર છે વીગેરે લખેલું છે તેનું કેમ ?"

" **જવાબ**—હા, તે બરાબર છે. પણ ઇરાનમાં ઇસનાશરીનું જોર હતું તેથી તેને કહેવામાં આવ્યું, જે કીતાબ તારે હાથે બનાવીને છપાવ તો ઠીક; નહિતર જાન જશે. માટે તકીઓ રાખી છપાવી. તો તેથી શું થયું ? "

**સવાલ**—ઠીક, ત્યાં તો ઇસનાશરીનું જોર હતું. મુસલમાની રાજ હતું. તો આપે કહ્યું તે બનવા જોગ છે; પણ મુંબઇમાં આપના કાકા જહાંગીરશાહે પણ તેને લગતી કીતાબ છપાવી છે. તેમાં આપનું નામ ઉમેરી કહે છે કે, હાલના ગાદી નશીન મહમદ સુલતાનનો એતેકાદ ઇસનાશરી છે તેનું કેમ ? મુંબઇમાં અંગ્રેજ સરકારના ન્યાયી રાજ્યમાં કોઇની બીક નથી. "

" **જવાબ**—તમોને ખબર છે કે, હું ગાદી નશીન છું. તેમ પોતે પણ લખે છે, ત્યારે વિચાર કરવો જોઇએ કે, તેને ગાદી ન મળી, ને મને મળી તેનું કારણ જે તે મોટા છે. તેને મળવી જુએ. પણ તે અમારાથી ફરી ગયા. હવે તે પોતાની મરજી પડે તેમ છપાવે તેથી શું થયું ? અમને કાંઈ તેમાં લાગે વળગે નહિ. તે ઇસમાઇલીથી ફરી ગયા, તેથી ગમે તેમ કરે. "

" **સવાલ**—આપે કહ્યું તે હું સમજ્યો; પણ હું પોતે આજથી ચાર વરસ અગાઉ ૧૯૫૨ ની સાલમાં મુંબઇમાં રમજાન શરીફમાં હતો. ત્યારે તા. ૧૯–૨૧–૨૩ ની રાતના

મોટા જમાતખાનામાં મોટું જાગરણ હતું. તેમાં માથા પર તમો પોતે કુરાન રાખી બીજાઓને પણ તેમ કરવાનો હુકમ કરી, શબેકદરના અમાલ કરાવ્યા. તેમાં એક એક ઇમામના દસ દસ વખત નામ લઇ, છેવટે ખુદા પાસે ૧૪ માસુમોના વાસ્તા આપી અમારા વાસ્તે મગફેરત ચાહી. ત્યારે તે વખતે ઇસમાઇલી ઇમામને તો સંભાર્યા નહિ. તેનો આપ ખુલાસો આપશો તો સમજ પડશે. ( આ વખતે આગા સાહેબે ગુસ્સાથી મુખ ફેરવી લીધું, તેથી મેં કહ્યું ) જો આપને જવાબ દેવામાં વાંધો હોય તો, હું જબરાઇથી ખુલાસો માગતો નથી. ( તેમ કહી હું બેશી ગયો. ) "

" ( તરજુમાન હાશમ ભાઇને કહ્યું જે, તે શું કહે છે ? તરજુમાને કહ્યું કે તે આમ કહે છે. ત્યારે તેમણે હાશમ ભાઇને કહ્યું તમો તેને કહો કે, જે પુછવું હોય તે પુછે. જવાબ દેવાને ઘણી ખુશી થાય છે; પણ હું હીંદી જબાન બરાબર જાણતો નથી. તમો જો ફારસી, અરબી, ફ્રેંચી બોલી જાણતા હો તો સમજ પડે ) "

" **શરીફ નુરમાહમદ**—હું ફારસી, અરબી, અંગ્રેજી, ફ્રાંસીસ જાણતો નથી. "

" **આગા સાહેબ**—તમો હીંદીમાં હાસમ ભાઇને કહો. તે તરજુમો કરી મને ફારસીમાં સમજાવશે. "

( આ ઉપરથી હાશમભાઇએ તરજુમો કરી સમજ પાડી. )

" **આગા સાહેબ**—તમો બેવકુફ છો. મેં તમોને તેનો જવાબ પ્રથમ આપ્યો. પણ તમો સમજ્યા નહિ. ખેર, ઇમામ જાફર સાદકના બે ફરજંદ. એક મુસા તથા બીજા ઇસિમાઇલ. હવે મુસાના ફરજંદને ઇસિમાઇલના ફરજંદ શું સગા થાય ? "

" **શરીફ**—પીત્રાઈ ભાઇ થાય. "

" **આગા સાહેબ**—તમો એટલું પણ સમજતા નથી કે, તે અમારા ભાયાત થાય. અલબત અમારે તેને યાદ કરવા જોઇએ. શું અમો તમારા ખોજા સારૂ તેને યાદ ન કરીએ ? અને ન યાદ કરીએ તો તે શા માટે ? "

" **સુલેમાન વાલજી**—આપ ઇમામ છો તો અમોને મોઅજીઝો દેખાડો અને તે પણ ફકત એકજ. "

" **આગા સાહેબ**—મોઅજીઝો તો રસુલ દેખાડતા. હું કાંઇ રસુલ નથી. "

" **સુલેમાન વાલજી**—જમાતમાં કીસ્સા પડાય છે; તેમાં પણ લખે છે, જે ઇમામ જાફર સાદકે ઘણા મોઅજીઝા દેખાડેલ છે. "

" **આગા સાહેબ**—તમોને કાંઈ ખબર નથી ખુદા કુરાનમાં ફરમાવે છે કે, મેં જન્નત તથા જહન્નમ પેદા કીધી છે. અને તે બન્ને ભરાશે, તો હું અગર મોઅજીઝો બતાવું તો, સરવે ઇમાન લાવે અને સઘળા જન્નતમાં જાય

અને જહન્નમ ખાલી રહે. તો ખુદાનો કોલ ખોટો પડે. ”

“ **સુલેમાન ભીમજી**—આ લોકો આપને ખુદા કહે છે તેનું કેમ ? ”

“ **આગા સાહેબ**—તેઓ નરક ખાય છે. ”

“ **સુલેમાન વાલજી**—આ લોકો નીમાજ પડતા નથી તેનું કેમ ? ”

“ **આગા સાહેબ**—તેમના આમાલો તેમને સીર છે. ”

“ **સુલેમાન વાલજી**—મને એકજ નાનો મોજીઝો દેખાડો તો બધી ખાત્રી થાય ”

**આગા સાહેબ**—આજથી બે વરસે મોજીઝો દેખાડીશ ત્યારે તમો ખાત્રી કરી લેજો. ”

“ બાદ જાણવું જે, આગાખાન ચડી ગયા પછી અમો જણ ચાર નુ૦ મુ૦ સુ૦ વા૦ સુ૦ ભી૦ મા૦ ગા૦ ઉપર અદેખાઇ ચલાવી અને ઇમામવાડામાં ૧૫ દહાડા સુધી અમો ચાર જણ સિવાય બીજું કોઇ આવતું નહિ. વળી અમે ભાડાતના ઘરમાં બેસતા હતા. અત્રે આગાખાન વાળાઓના ઘર ૬૦, હતાં. તેમાં પૈસાદાર જાગીરવાળા, વળી બીજી જાગીર આગાખાનના નામની ખોજાની જમાતની હતી. તે લોકોએ એક સંપ કરી ભાટીઆ મેમણ પાસે ભાડાનો બંદોબસ્ત કર્યો. અમો રહેતા હતા તે જગોમાં નવ દુકાનો હતી, તે અમારી બંધો હોવાથી ભાડે મળી નહિ, તેથી દસ

હજાર રૂપીઆમાં વેચાણ લીધી; પણ ખત મંડાણું નહિ હતું તેમની મતલબ એ હતી કે, અમોને જગા ન મળે અને અમોને ગામમાંથી કાઢવા વિચાર હતો; જેથી અમો કોન્સલ સાહેબ પાસે ગયા અને તેને કહ્યું જે હવે તો આગાખાનનું જોર પુરતુ દેખાડે છે અને જરમનના વાવટા નીચેથી અમને કાઢવાનું કરે છે ત્યારે કોન્સલે કહ્યું જે, તમને મારકીટમાં જે જગો ખપે તે લ્યો. સરકાર મફત આપશે અને ચણવાની મદદ આપશે વીગેરે. ત્યારે માગણી કીધી જે, અમો બેઠા છીએ તે અમારા નાણાંથી અપાવો. કોન્સલે ભાટીઆ ગોધુ નાનજીને બોલાવી તે મકાન અગીયાર હજારમાં અંદરખાનેથી અમને અપાવ્યું અને પાંચ હજાર અગાઉથી દીધા. સત્રા- રમાં ખત મંડાવા ગયા ત્યારે સામાવાળાને ખબર પડી અને અટકાવા આવ્યા; પણ કાંઇ વળ્યું નહિ. રૂ. ૨૭૫ ની ભરી ગોધુ ઉપર ફરીયાદી માંડી. તે બાબતનો કેસ ચાલ્યો. તેમાં તેમનો ખોટું બોલવા બદલ રૂા. ૫૦) દંડ થયો અને કેસ ઉડી ગયો. વળી અપીલ લેવા ગયા ત્યારે પણ ધમકી દીધી. આ રાજ્ય આગાખાનનું કે અંગ્રેજનું નથી.....આ કે- સમાં હું પોતે (જરમન કોન્સલ) સામે ઉભીશ અને લંબાણ સાથે ઉંડો ઉતરીશ વીગેરે. ત્યારે તે લોકોએ માફી માગી માંડી વાળ્યું; પણ રૂા. ૩૨૫) ની અરજ કરી. જવાબ મળ્યો કે દંડ રૂા. ૫૦) થોડો કીધો છે રૂા. ૫૦૦ કરવો જોઇએ વીગેરે ધમકી આપી તો કાળું મોઢું કરી ચાલ્યા

ગયા. હવે ધર સીંહના મોહડામાંથી પડાવ્યાં, તે બાબતની કવિતા અમારા કાકા હસનઅલી મુળજીએ બનાવી, બજાર વચ્ચોવચ સેંકડો માણસની વચમાં વાંચી; તેમાં બહુ ફારસ જેવું હતું. અને ભગત બીલકુલ ચું કરી શકયા નહિ વળી જે ફરી ગયા હતા તેમાંથી ઇમામવાડામાં ફતેહ જોઇ ત્યારે એક એક આવવા લાગ્યા અને કામ વધતું ગયું. અને તેજ સં. ૧૯૫૬ ની સાલમાં મસજીદનો પાયો નંખાણો અને તેમાં નુરમાહમદ મુળજી અલીદીના ધાલા તથા ઇસમાઇલ ભલુ જણ ત્રણની કોશીશથી ખરચ સરખે ભાગે ઉભું કીધું તેની હકીકત રાહેનજાતમાં છપાણી છે તે વાંચી હશે "

"હાલ ઇસના અશરીના ઘર ૨૫) છે તથા આગાખાનીના ૩૫)છે. પણ આગાખાની હજી :લર ખાય છે. વળી સંવત ૧૯૫૭ ની સાલમાં કબ્રસ્તાન સારૂં ઝઘડો થયો તેમાં અમોને ઇમામવાડા મસજીદની પછવાડેની જગા મળી. તેમાં અમોએ ચારે તરફ કોટડીઓ બંધાવી છે કારણ કે તે ગામમાં છે અને ગામમાં બીજા કોઇનો હક નથી; પણ ઇસના અસરીઓના નશીબે તે જગો મળી. માશાઅલ્લા ત્યાં આજે બગીચો બનાવ્યો. હવે મસજીદ, તેનું જબરદસ્ત સહેન, મોટું હોજ વીગેરે સવડ ઘણી સારી છે, ઇમામવાડો બે મજલાનો, તથા મુસાફરખાનું તથા ચારે તરફ બગીચો તથા કબ્રસ્તાન આલીશાન જગા છે. ઇમામવાડામાં બે દુકાનો બનાવી છે જેમાં એકમાં ગરીબ મોમિન અને

બીજામાં ખાદીમ રહે છે. માશાઅલ્લા હાલ મદ્રસો ચાલુ છે. ઇમામવાડા તથા મસજીદના નીભાવ માટે એક વાડી છે તે પાંચ હજાર રૂપીઆથી ખરીદી છે. ઉપજ આવે છે તેમ ખરચ ઉપડે છે. કુલ્લે ૧૮) હજારથી ૨૦) હજાર બેઠા તેમાં બહારની મદદ એક હજાર માંડ હશે, બાકી અત્રેથીજ ઉભું કીધું છે. હાલ કોઇની મોહતાજી નથી. મદરેસો જારી કીધો છે. તેના નીભાવ માટે ધરમાઉ કર સેકડે બે આના રાખ્યો છે પચાસ રૂપીઆનો પગારદાર મુલ્લાં છે "

" આ ઇતિહાસ કીલવાનો લખ્યો છે તે વાંચીને મદદ નજરવાળા શ્રી ભાવનગરના શેઠ મહંમદઅલી ન્યાયધિશના છોકરાએ પ્રથમ મંગાવેલ. તેણે હેન્ડબીલો છપાવીને મોકલ્યાં પણ ફુરસદ નહિ તેથી રહી ગયું છે હવે તેમાંથી જરૂર પુરતી હકીકત લઇ તેમને મોકલી આપશો. તેઓ તેમાંથી જે સાર જોશે તેની નોંધ લેશે. અને તમો પણ તેમાંથી સાર ખેંચી લેશો તે તમને પણ કામ આવશે. બાદ રૂા. ૧૫) પોસ્ટમાં મુકયા છે. વળી ફરી બીજો મોકો જોઇશું (ઇનશા અલ્લા ] તમો હિમ્મત હારશો નહિ. હિમ્મતે મરદા ને મદદે ખુદા. ખુદા તમોને મદદ કરશે. દુનિઆમાં એક નામ રહી જશે અને લાખોને નજાત મળશે. સાચને આંચ નથી.

લી૦ નુરમાહમદ મુળજીની કુા.

દા. સેવક.

શરીફ નુરમાહમદના સલામ.

અમારા મિત્ર મી૦ વરતેજીને તેમના સદભાગ્યે ઉપરનો ખુલાસો મળતાં તેઓ અલબત ખુશી થયા .હશે, અમોને તે જેવી વસ્તુ મળી હતી. તેવીજ આબાદ સ્થિતીમાં તમોને બતાવી છે. જો અસલ પત્ર જોવાની ખાહેશ હોય તો, ભલે આપ અમરેલી પધારી જોઇ જાઓ અથવા તો તેના ફોટાનો ખર્ચ મોકલો તો, ને પડાવી મોકલાવીએ. બસ અમારી તો એજ ઇચ્છા છે કે. કોઇપણ રીતે તમોએ માગેલો ખુલાસો તમોને મળી જાય.

હવે ચોપડી વાંચી જોયાથી માલુમ પડયું કે, અમારા મિત્ર મી૦ વરતેજીએ સવાલ પુછનાર પ્રત્યે નારાજ થઇ તેમને પણ હોળીના એ ફાગો સંભળાવ્યા છે. નારાજ થવાનું તથા હોળીના ફાગ સંભળાવવાનું કારણ જણાવવામાં આવ્યું છે તે તો અમો જરા આગળ ચાલી જણાવીશું પરંતુ સવાલોના જે જવાબો નામદાર આગા સાહેબે આપ્યા છે તે જવાબોને એક ખરા ઇમામ તરીકેના અમારા મિત્રે કબુલ રાખ્યા છે. પુછનારે સવાલ પુછના અને તેના જવાબો એક ખરા ઇમામને છાજે તેવા આપવામાં આવ્યા એમ કબુલ કરવા પછી સવાલ પુછનાર પર નારાજ થવાનું કે તેને હોળીના ફાગો સંભળાવવાનું સ્વભાવિક રીતે નીકળી જવું જોઇતું હતું; છતાં પણ અમારા મિત્રે તેને હાથ ધર્યું એ તેમની લાયકાત પુરવાર કરે છે. જ્યારે સવાલોના જવાબોમાં આગા સાહેબે પોતના ઇમામતના નુરને ઝળકાવી

આ'યું માનવામાં આવ્યું ત્યારે તો સવાલ પુછનારાઓને તેવો પ્રસંગ આપવા માટે વધાવી લેવા જોઇએ. અત્રે સવાલના જવાબમાં નામદાર આગા સાહેબે પોતાના ઇમા-મતના નુરને જે રીતે ઝળકાવી આપ્યાનું અમારા વિદ્વાન મિત્ર જણાવે છે તે, તેની વાનકી માટે મજકુર ચોપડીમાંથી તેમનાજ થોડા ફકરાઓ ટાંકી લેવા પ્રસંગોપાત થઇ પડશે. મી૦ વરતેજી પૃષ્ટ ૯ ઉપર લખે છે કે:-

## મી૦ વરતેજીનું લખાણ.

**પ્રથમ સવાલ**-સુલેમાન વાલજીએ પુછયો છે કે:- હજરત અલી અ૦ ને ખુદા કેવા કે નહી?

**જવાબ**-જેને મારફત છે, તે ખુદા કહેતો વાંધો નથી. ને શરિઅત ઉપર ચાલે, તે જો હજરત અલીને ખુદા કહેશે તો તે કાફર છે. માટે તમારે તમારા એકતકાદ પ્રમાણે ચાલવું.

**ટીકા**-અમારૂં માનવું છે કે, આ સવાલ પુછનાર પોતે શરીઅતી છતાં મારફતનો સવાલ કરવાથી તેને બંને બાબતનો સવાલ ખરા આકારમાં, આપવાની મેહરબાની કરી છે, કારણ કે-ઇમામના કલામમાં જે હીકમત સમાયલી હોય છે, તે મુજબ આ જવાબમાં સવાલ પુછનારની સંપુર્ણ ઓળખ આપીને તે તેના એતેકાદ મુજબ એટલે શરીઅત ઉપર વર્તવા ભલામણ કરી છે. કારણ કે અલીને ખુદા

કહેવા એ શરીઅત તરીકે બોજા સમાન લેખતા હોય તેવું તેના સવાલમાં સમાએલું તત્વ—સ્પસ્ટ છે. જો તેમ ન હોત તો સવાલ પુછતજ નહીં અને તે સાથે આ સવાલ પુછતાં એવી ઉમેદ રાખેલી પણ હોવી જોઇએ કે'—નામદાર આગાખાન ઇમામતનો દાવો ખોટો ધરાવતા હશે. તેથી કાંતો હ૦ અલીને ખુદા કહેવાનું જાહેર કરશે નહી અથવા જો જાહેર કરશે, તો તે સાબેત કરી શકશે નહી. આ સવાલ પુછનારની નેમને "**નામદાર આગાખાન** સાહેબે પોતાની ઇમામતના પાવરથી પુર્ણ પરખીને બે રીતના જવાબ આપ્યા છે. અને સાથે હીદાયત પણ કહી છે, કે "તમારે તમારા એતેકાદ પ્રમાણે ચાલવું—ટુંકામાં પણ આ સવાલના જવાબની ખુબી હ૦ મોલા મુશકીલ કુશા અલી સનમુખ—એક યાહુદીએ પુછેલા સવાલના જવાબ જેવી છે,. કે જેણે હજરતના ઇલ્મની ખુબી જાણવા પુછયું હતું કે, ખુદાએ સરજેલા મનુષ્ય સિવાયના પ્રાણીઓમાં કોણને ઇંડાથી ઉતપન કરે છે અને કોણુને બચ્ચાં અવતરે છે? તેના જવાબમાં જણાવ્યું હતું કે—જે પ્રાણીઓને કાન છે. તેને બચ્ચાં અવતરે છે. ને જેને કાન નથી. તેનો ઇંડાથી જન્મ થાય છે વિગેરે. આ જવાબ ટુંકમાં આપી ખુદાઇની ઉત્પતી વિષેના જ્ઞાનનો કાબુ જેમ જણાઇ આવે છે તેવીજ રીતે હાજર ઇમામ નામદાર આગાખાને આપેલા જવાબમાં જેને માઅરેફત છે તે અલીને ખુદા કહે તો વાંધો નથી એમ

કહીને જમાનામાં ચરચાતા મહાન સવાલનો ફૈંસ્લો કર્યો છે. આ સ્થળે મારફત–એટલે પિછાણ પણ અર્થ કામ કરે છે. અને બીજો અર્થ મારફત જે ઇસલામના જ્ઞાનના તબકામાંનો ચોથો દરજો છે. તેની પણ યાદ છે. **નુસેરી** હ૦ અલીને ખુદા કહેતો હતો, કારણ કે, તેને મારફત અને પિછાણ હતી–અથવા તેને ઇસલામના બધા દરજાઓ સમજાયા હતા વળી **સલમાન ફારસી** જેનો પણ **અહેલે બઇતમાં** શુમાર છે. તેની પણ એજ સ્થિતી હતી. તેને **અમ્માર યાસીર** વિગેરે કરતાં કામેલુલ ઇમાન કહેતા હતા તેમના વિષે હ૦ ઇમામ મહમદ બાકરની હદીસ છે કે

"સલમાન ફારસી હ૦ અલીને જે રીતે માનતો હતો, તે રીત જો અબાજરને કહેતે તો અબાજર સલમાન ફાર-ફારસીને કતલ કરતે' એ હદીસ શું સમજાવે છે અથવા સલમાન ફારશી હ૦ અલીને ખુદા જાણતો હતો. તેજ એક એવી બાબત હતી કે, જે સલમાનના દરજે ઇમાનમા અ-બાજર નહોતો, અને જ્યાં સુધી જે કોઇ મારફતને પહોંચ્યો ન હોય તો, ત્યાં સુધી હ૦ અલીને ખુદા કહેવું. હાજર ઇમામ નામદાર આગાખાનના ફરમાન મુજબ કાફર પણું છે અને તેના લીધે અબાજર જેવા શરીઅતી ઇમાનદાર સલમાન ફારશીને કતલ કરે એ બનવા જોગ છે. આ રીતે હાજર ઇમામ નામદાર આગાખાનના પહેલા જવાબની મહાન કીમત અને ખુબી તેના જાણનારને વિશાળ સમજ

સાથે સંપુર્ણ હિદાયત કરનારી છે. ત્યારે નજીક ગયા છતાં ન સમજનારાઓ માટે દોઆ?

**બીજા સવાલ**માં મારફત બતાવવાની માંગણી કેટલી બેહુદી અને અજ્ઞાનતા ભરી છે. તે કોઇપણ સમજુ વાંચનાર સમજ્યા વગર રહે નહિ. શું આવી માંગણી **હ૦ મઉલા અલી** કે તેમના પછીના કોઈ પણ ઇમામના જમાનામાં કરવામાં આવી હોત, તો **નામદાર આગાખાને** આપેલા જવાબથી લેશ માત્ર બીજા જવાબ ન મેળવતે એમ તે વખતનાં ચરિત્રો ઉપરથી ઇસલામી તવારીખો વાંચનારાને સમજાયા વગર રહે નહિ. કારણ કે **નામદાર આગાખાને** આપેલા જવાબમાં વાજબી રીતે કહ્યું, છે કે મારફત શીખવું હોય તેણે ઇલ્મ શીલસુરી તથા ઇલ્મે મંતક શીખવું જોઇએ. કારણ કે સવાલ પુછનાર "કેટલાક **અલી અલાહ** કહે છે ને કેટલાક **અલીયુન વલી અલ્લાહ** કહે છે," એવી પારકી પંચાતી માથે વ્હોરીને ફરતો હોવાથી, તેની મુંઝવણીનો તોલ કરી જવાબ આપવાનું દુરસ્ત જોયું છે, કે તે શીખવું બહુ મુસ્કેલ છે અને "**તમે રહેવાદો**" એમ કહી સવાલ પુછનારની લાયકાત જોઇ ખુલ્લા શબ્દોમાં કહ્યું, કે **માટે તમોને અલીયુન વલીયુલ્લાહ કાફી** છે. આ સવાલ પુછનારનાં મનમાં શરીયતી આસ્થા મુજબ એક આબાદ હિદાયતની રોશની મીશાલ છે.

ત્યાર પછી બીજા ગ્રહસ્થ શરીફ નુરમામદનો સવાલ એ

હતો કે "આપની પાસે મારી અરજ એ છે કે જે મને ઇમામના બારામાં શક છે, તે આપ રાજી હો તો ખુલાસો કરશો."

"ઘણા માણસો ૧૦૦ ઇમામ કહે છે, ને કેટલાક ૫૦, કેટલાક ૨૦, કેટલાક ૧૦ ને કેટલાક ૫ કહે છે. કેટલાકો એમ કહે છે કે ઇમામ નથી. તો હવે આપણા મઝહબમાં કેટલા ઇમામ છે? તેનો ખુલાસો આપો એટલે તે પ્રમાણે વર્તીએ."

**ટીકા**—આ સવાલ પુછનારના સવાલનો શરૂ ભાગ પહેલાં સવાલ પુછનાર માફક પોતાને સમજ ધરાવનાર તરીકેનો ફાંકો દેખાડનારો નથી. જાણવાની ઇચ્છાવાલો છે. તો પણ સ્હેજ ટચાક માફકનો છે. અને તેનો જવાબ પણ તેવાજ આકારમાં પ્રથમ આપી, તે ખરૂં જાણવાની ઇચ્છા નિરાળી કરાવી છે. એટલે ૧૦૦) ૫૦) ૨૦) ૧૦) ૫) એવા ઇમામની સંખ્યા તો પેશ ઇમામની કે નમાઝ પઢાવનારાની હોય છે. તેની ગણત્રી કદાચ થઈ શકે, અથવા એક ગામ કે શહેરની જમાઅતને મસલા મસાઅલ અને શરીઅતી તાલીમ આપનાર તરીકે કામ કરનાર હોય. પણ ઇમામ કે હઝ મોલાઅલી અને તેની સીધી નસલે ખુદાનું નુર ઉતરતું આવે છે. તેની હદ મુકરર ગણનારાઓ ઇમામને પિછાણવામાં થાપ ખાનારા છે. કારણ કે ખુદાએ પોતાના ભેદની વાતો દુનયામાં—માત્ર પેગમ્બર અને ઇમામ સિવાય કે જેનો

કનેકશન ખુદાનાં નુરથી હોય છે. તેના સિવાય બીજા કોઇને જાહર કરી નથી. અને તેવી બાબતમાં કોઇ વખતે પેગમ્બરે અથવા કોઇ ઇમામે પણ ઇમામો અમુક સંખ્યામાં થશે; એમ સ્પષ્ટ કર્યું હોય; તેવી કોઇ સ્થળે ઇસલામ ધર્મની કે તવારીખી કીતાબમાં નથી. અને ઇમામના બાબમાં માત્ર કુરઆનમાં સુરે **યાસીન**માં સ્પષ્ટ આયાત છે કે જેમાં **ઇમામે મોબીન** એટલે જાહેર **ઇમામ**ની સિફત બતાવેલી છે, અને તેની સનદ હદીસુસ **સકલઇનથી** છે કે જે ૯૦ મોલાઅલીની નસલમાં કયામત સુધી ઇમામો એક પછી એક થયા કરશે. પરંતુ તેવી કોઇ ઇસલામી દલીલમાં ઇમામની ગણુત્રી આપી નથી. ઉલટું ઇમામ ગઇબ રહે, તેના વિરૂધ સમજ આપનાર છે અને તે મુજબ જવાબના બીજા વખતે સાર ખુલાસો કીધો છે કેઃ—

**"ઇમામનો નંબર નથી ને ઇમામ દુનીયામાં કાયમ છે, ઇમામ વગર દુનિયા ચાલે નહિ."**

નામદાર આગાખાનનો આ જવાબ ઇસલામનાં રહેબર તરીકે અજ્ઞાનતા દુર કરનારો છે. અને તે પછીના જવાબમાં પોતે ઇમામ તરીકે હોવાનું અને તે બાદ પોતાની નસલમાં ઇમામત રહેવાનું જે ખુલા આકારમાં ફરમાવ્યું છે અને તેના માટે ઇમામ જાહેર કે, જેમને ઇમામ જાહેર સાહેબથી ઉતરી આવેલ છું" એમ કહી સ્વાર્થી દોડ ધામ કરી ઇમાનની ખરાબી કરનારાને પોતાનાજ શબ્દોમાં

તોડી પાડયા છે. અને એ રીતે આ સવાલના જવાબમાં કીમતી ખુલાસો એટલો બંધો કીધે છે. કે જેનામાં ખુદા રસુલ અને કુરઆન વિગેરેમાં આસ્થા હોય, અને તેમ ખરી રીતે જાણનારા હોય તેને તેની ચમતકારી અસર થયા વગર રહે નહિ કારણ કે—

**યહદીલ્લાહો બે નુરેહી મંય્યશાઓ.**

એટલે—ખુદા જેને ચાહે તેને પોતાના નુર વડે હીદાયત કરે છે.—તે પછી આ જવાબ માટે સવાલ પુછનારે વાંચનારે પણ પોતાનું ઇમાન દુરસ્ત કરવાનો સબબ છે.

શરીફ નુરમામદે બીજો સવાલ એવી રીતનો પુછ્યો કે, "આપના દાદા મરહુમ શાહ હસનઅલીએ કીતાબ નામે કનઝુલ મશાયખ તથા **મનંહાજુરરશાદ** નામે છપાવી છે. તેમાં ખુદા એક, ઇમામ બાર, તેરમો ઇમામ નથી. અને કોઇ કહે તો તે કાફર છે. વિગેરે લખેલું છે. તેનું કેમ?"

શરીફ ભાઇના આગલા સવાલની શું મતલબ હતી, તે આ સવાલમાં ના૦ આગાખાન સાહેબના ઉપરના જવાબથી છુપી રહી શકતી નથી. અને **ઇમામ બારનો સવાલ** કે જે અગાઉના સવાલમાં રદ થાય છે, તેને ફરી પાછો તાજો કીધો છે, પરંતુ શરીફભાઇના આ સવાલની મતલબ આંક બાંધેલી છે. એટલે કનઝુલ મશાયખ તથા મનહાજુરરીશાદની કીતાબોના હવાલા આપ્યા છે કે જે કીતાબોના કારણો **તકીયાની** રૂઢી કે જે રૂઢી ઇમામ હસને માવીયાના જમા-

નામાં તહનામાની રૂએ અખત્યાર કીધી હતી. પરંતુ હ૦ ઇમામ હુસેને કીધી નહી. એ મુજબ ઇમામને જ્યારે વ્યાજબી લાગે ત્યારે તકીઓ અખત્યાર કરે, કે જે મુજબ સંજોગો વચ્ચે શાહ હસનઅલીએ કીધો. પરંતુ બદલાયલા સંજોગોમાં હવે નામદાર આગાખાન સાહેબે પોતાની ઇમામતની દલીલ તકીયાની રૂઢી તરફ કરી છે. આ ઉપરથી ઇશના અશરીઓ ઇમામ હસનને તકીઓ કરવાથી જુદા કહી શકતા નથી. તો પછી શરીફ ભાઇનું ગુમાન ના૦ આગાખાન સાહેબના જવાબ પછી દુર થવું જોઇએ. એ જવાબ હીદાયત નુમા એ હતો કેઃ—

**"હા તે બરાબર છે પણ ઇરાનમાં ઇસ્નાઅશરીઓનું જોર હતું, તેથી તેને કહેવામાં આવ્યું જે કિતાબ તારે હાથે બનાવીને છપાવ તો ઠીક; નહિતર જાન જશે. માટે તકીઓ રાખી છપાવી તેથી શું થયું ?"**

આ જવાબને **હ૦ મઉલા અલીના** જમાના સાથે સરખાવવામાં આવશે, તો વધુ સમજાશે, કે જનાબ રસુલે ખુદાની વફાત બાદ ખલીફાએ રાશેદીનની ખીલાફતના જમાનામાં પોતાની ઇમામતનો સવાલ **"અના મદીનતુલ ઇલ્મ કે અલીયો બાબોહા"** ની પ્રસિદ્ધ હદીસ ખુદ ખલીફા સાહેબોને **અઝબર** હોવા છતાં, સંજોગો વચ્ચે તકીઓ કીધો હતો, તેથી શું **મઉલા અલી** માથે કાંઇપણ

જાતનું તોહમત રાખનાર ઇમાનદાર ગણાશે? હા! સીફ્રીનના ખારજીઓએ **હ૦ અલી** ઉપર તોહમત રાખીને પોતાના આકેબતની કરેલી ખરાબીના દાખલા દરેક ઇસ્લામી દફતરમાં મઉજુદ છે. છતાં તેવી ટોપી પહેરી લેવાનું ડહાપણુ તે **ઇમામના** જવાબોની સચ્ચાઇ જાહેર થયા પછી, ગુમાન રાખવું કુફ્ર છે. **હ૦ ઇમામ હુસેને** કરબલાના ભયંકર સંગ્રામ વખતે "પોતે **ઇમામ** છે," એમ જાહેર કર્યા છતાં કુરઆનને માનનારાઓ, નમાઝ પઢનારાઓ ક્યા મુસલમાને તેમની બયત કરી સાચા માન્યા હતા? એ તો **ખતમલ્લાહો અલા કોલુબેહીમ**ની માફક જેનાં અંતઃકરણ ઉપર ખુદાએ મોહર મારી છે, તે કદી હીદાયત પામતા નથી, એમ ખુલ્લું છે. કારણ કે ઇરાનમાં છપાએલ તે તે કિતાબો પછી એબરતે અફ્ઝા નામની કિતાબ જેમાં ઇરાનથી સિંધ સુધીની મુસાફરી નું બ્યાન એજ **શાહ હસનઅલીએ** છપાવ્યું છે, તેમાંજ એ કિતાબોની ઇસ્નાઅશરી ઇતકાદની બાબતને મનસુખ કરી છે. તે જાણવા નીચેનો ફકરો કાઢી છે.

"જે જાફરી મજહબને હાલમાં લોકો શાહ ઇસમાઇલ "શફવીથી નીસબત આપ્યા કરે છે. હું તે ખાનદાનમાંથી "બાકી રહ્યો છું."

જો જોનારા વિચારે અને ઉંડી નજર નાખે તો જાણે કે શાહ હસનઅલીના શબ્દો એમ ખુલાસો કરે છે, કે આ ફકરામાં છેલ્લા વાકયની મતલબ-તે અગાઉના કોઇ પણ

જાહેર દેખાવની બાતીની સત્યતા ખોલી જોવા ભલામણ કરે છે, કે જાફરી મઝહબનો રિવાજ ચાલુ કરનાર શાહ ઇસમાઇલના વંશનો હું કુરઆન ને હદીદુસ સકલૈન મુજબ બાકી રહેલો ઇસમાઇલી ઇમામ છું.

અફસોસ છે ! કે મી. શરીફભાઇ એ કનઝુલ મશાયબ તથા મનહાજુરરિશાદ જેવી કીતાબોનો ભાર વેઠયો, પણ વગર તકીયાની છેલ્લી પોતાની સ્વતંત્રતાથી ઇતિહાસીક બનાવની ઇબરત અફજાને આ ફકરો વાંચીને વિચારી શકયા નહી. જે ઉંડી નજરથી નહી જોઈ શકવાથી પોતાની અરધ દગ્ધ આસ્થાની હકીકતથી ઇમામની પરીક્ષા કરવા જતાં તેઓજ પરખાઇ ગયા !! ગોયા—શાહ હસનઅલીના ઇબરતે અફજાના ઇમામતના ફકરાનો જવાબ.—નામદાર આગાખાન સાહેબે ફરમાવા શંકાનું, સમાધાન કરી નાંખ્યું છે. જો ખુદા તેમ સમજવા તેમને માટે ચાહે તો.

શરીફ ભાઇના ત્યાર પછીના સવાલમાં ઇમાન નહીં પણ જીદ છે, એમ સાફ છે. એટલે, ઇમામના ફરમાનની બાબત સાથે ઇમાન નહી હોય, તેના કલામની સરખામણી કરી છે. છતાં નામદાર આગાખાન સાહેબનો જવાબનો ખુલાસો ખાસ મહેરબાની દેખાડનારો છે. કે જે ઇમામતની ઝળકતી નીશાની છે. ( ખુદા જેને દેખાડે તેજ જોઇ શકે ) અને તે જવાબ એ હતો કે ! "તમોને ખબર છે કે, હું ગાદી નશીન "છું. તેમ પોતે પણ લખે છે. ત્યારે વિચાર કરવો જોઇએ

"કે તેને ગાદી ન મળી ને મને મળી.—તેનું કારણ તે મોટા
"છે તેને મળવી જુવે, પણ તે અમારાથી ફરી ગયા. હવે
"તેઓ મરજી પડે તેમ છપાવે. તેથી શું થયું ? અમને કાંઇ
"તેમાં લાગે વળગે નહી. તે ઇસમાઇલીથી ફરી ગયા. તેઓ
"ગમે તેમ કરે.—"

આ જવાબથી ઈમામના કુંટુંબીઓ અથવા સગાં ઉપર દોરવાઇ જનારા ગુમરાહ થઇ જાય છે. એવું ઇસ્લામની શરૂઆતથી જે સિદ્ધ થતું આવ્યું છે, તેની યાદ છે. અને તે છતાં ઇમામનાં ફરમાન પર શંકા લઇ જનારાઓ મુળથી દોરવાઇ જતા આવ્યા છે, તેમ જહાંગીર શાહનો રિસાલો અને તેના બોલ ઉપર ભરૂસો રાખનાર ભુલાવો ખવાડનારા મુલ્લાંની સમજાવટ ઉપર ઇમાન ખરાબ કરી નાંખનારા જેવા છે. ખુદા પનાહ આપે! તેવા અર્ધ દગ્ધ ઇમાનદારોની ઇમાનદારીના સાયાથી!

મી૦ શરીફભાઇ નુરમામદે પોતે ત્યાર પછીના સવાલમાં એક સહરાગત ભરી બાબત ઘુસાડી છે અને તે બાબતમાં જે જે સંજોગો જવાબ માટે લેખીત રજુ છે, તેમાંથી ૩ બાબતો ખુલ્લી થાય છે કેઃ—

(૧) પહેલી એ કે—આજકાલ કોર્ટે ચડેલા મુકદ્દમાઓમાં જે લોકો બાપ દાદાના પાળતા આવેલા ધર્મ તરીકે ઇસ્નાઅશરી મત બાબત જાહેર છાપામાં છપાવે છે, તેને તેજ

સવાલથી ખોટા પાડે છે, કે જમાઅતખાનામાં મોટું જાગરણ રમજાન માસમાં તા૦ ૧૯–૨૧–૨૩ના રાત્રે થાય છે તથા તે વખતે આમાલ પણ થાય છે અને ઇસ્માઇલી ઇમામ તરીકે એ ધાર્મિક ક્રિયામાં ઇમામ પોતે હાજર રહી ઇબાદત કરવા હુકમ કરે છે, તે હકિકતી ઇસ્લામ તરીકે ઇસમાઇલી મઝહબની ઉંચી ગણુત્રીની સાબેતી છે. તે સવાલમાં શબે કદરના આમાલ કરાવ્યા, તેમાં એકએક ઇમામનાં દશ દશ વખત નામ લઇ છેવટે ખુદા પાસે (૧૪) માસુમોના વાસ્તા આપી, અમારા વાસ્તે મતફેરી હાલના ઇશ્ના અશરી તરીકે નવી અખ્ત્યાર કરેલી રૂઢીની માનીનતાની બાબત ઘુસાડી દીધી છે અને સવાલની અવ્યવહારૂ સ્વતંત્રતામાં એવો દેખાવ કર્યો છે, કે નામદાર આગા સાહેબે ખુદ ઇમામ તરીકે હોવા છતાં, પોતાનું કે પોતા અગાઉના ઇમામોનું નામ સંભાર્યું નહિ ને ઇશ્નાઅશરી ઇમામોનાં નામ લેવાય તે નામ આગા સાહેબની ઇચ્છા મુજબ હોવાં જોઇએ. એમ બતાવવા જે ગલત કોશેષ કરી છે, તેના જવાબમાં કાઉંસમાં લખેલી હકિકત કોણે લખી છે અથવા શું કામ લખી છે? તે શક ઉભો કરે છે. કારણ કે ના. આગાખાન સાહેબે જે ગુસ્સાથી મુખ ફેરવી લીધું, તે બાબત ઉપરથી ખુલ્લું થાય છે કે એ સવાલની મતલબ તદન ગલત રીતે પુછવામાં આવી છે. કેમકે ના. આગાખાન સાહેબે દરેક જવાબ એકદમ

અને સાચા આપ્યા છે, તેમ ઉંચા પ્રકારના સ્વભાવથી અને વગર ગુસ્સાથી આપ્યા છે. ત્યારે આ સવાલમાં ગુસ્સે થવાનું કારણ ખુલ્લું હતું કે-ઇસ્નાઅશરી મતની બાબત ખોટી રીતે પોતાની હાજરી સાથે ઉમેરવામાં આવી છે, તે દેખાડવાને ગુસ્સો દેખાડી મુખ ફેરવી લીધું હોય અને ઇમામ હમેશાં ખોટી બાબતોથી પોતાનું મુખ ફેરવી લે છે. પણ જ્યારે પાછળથી શરીફભાઇએ કહ્યું કે "આપને જવાબ દેવામાં વાંધો હોય, તો હું જબરાઇથી ખુલાસો માંગતો નથી." ( તેમ કહી બેસી ગયો. ) આમ ફરી સવાલનો જવાબ માંગવાની પદ્ધતિનું કારણ આગલા ખોટારાથી ચડેલા ગુસ્સાને દૂર કરનારૂં અને શરીફભાઇનું આજેઝ થવું, ભવિષ્યમાં કાચા મગજ ધરાવનારાઓને આડે રસ્તે જવાનું કારણ ન થઇ પડે તેટલા માટે ના. આગાખાન સાહેબ પોતાને ચડેલો ગુસ્સો પી ગયા. કે જેવી રીતે હ૦ ઇમામ હુસેને એક મહેમાનને સુફરા ઉપર જમાડતી વખતે પોતાના ગુલામે સીરવો હ૦ ઇમામ હુસેનના મોઢા ઉપર ઢોળ્યા પછી "ઇનલ્લાહા મઅસસાબેરીન"ની આયાત યાદ આપતાં ગુસ્સો પી જઇને આઝાદ કર્યો હતો. તેવીજ રીતે અહીં નામદાર આગાખાન સાહેબમાં ઇમામતનું નુર ઝળકી નીકળ્યું અને શરીફભાઇએ **વાંધો હોય તો હું જબરાઇ કરતો નથી.** એવી આઝેઝી કરતાં જે નરમાશ વાપરી તે ઇમાનદાર માટે હિદાયતનુમા હતી.

આગલા વખતે એજ સવાલમાં ખોટારૂ એ હતું કે ઇસમાઇલી ઇમામોને સંભાર્યા નહિ. એ કહેવું બે રીતે ખોટું પડે છે. એક તો **જાફર સાદીક** સુધીના ઇમામોનાં નામો ઇસિમાઇલી ઇમામ છે, છતાં પોતાનાં ડહાપણનાં ફાકામાં શરીફભાઇને તેની શુદ્ધ રહી નહિ તે તથા બીજું ઇસ્નાઅશરી મતનાં ઇમામોનાં નામ બીલકુલ લેવાતાંજ નથી પણ તે વખતે પંજેતનનાં નામો લેવાય છે. કારણ કે શરીફભાઇને શાં૦ ૧૯૫૨ ની સાલની વાત કહી, પરંતુ ઇ૦ સ૦ ૧૮૬૬ ના નવેમ્બર માસમાં બારભાયા કેસના જજમેંટમાં ઇસ્માઇલી ઇમામ તરીકે સાબેત થએલ ઇમામની હાજરી, ઇસ્નાઅશરી ઇમામનાં નામો, અને તે વળી લગભગ ૨૫ વરસે એ કેસમાં ઇસમાઇલી ઇમામ સાબેત થયા પછી એ બાબત ત્રાહીત પણ કબુલ ન કરી શકે, એવું ખોટારૂ સાચા ઇમામના ઉપર ચલાવવું તે કેટલું બધું બેહુદુ હતું, તે ના૦ આગાખાન સાહેબના એ વખતનાં ચહેરાનાં ચિન્હ ઉપરથીજ એક ચમત્કારીક જવાબ થયો હતો. છતાં જ્યારે શરીફભાઇ ન સમજી શકવાથી તેને જુદા બહાનાંથી એટલે "ના૦ આગાખાન સાહેબ ગુસ્સે થયા," એવો ખોટો અર્થ ઉઠાડી જે ગુસ્તાખીના કલામો કીધા; તેનો સારો અર્થ ઉઠાડી જે ગુસ્તાખીના કલામો કીધા તેનો સારો અર્થ કરાવવા, આગાખાન સાહેબે **તરજુમાન** હાસમભાઇને કહ્યું જે "તે શું કહે છે ?" એમ પુછ્યું. તેના જવાબમાં તરજુમાન હાસમ-

ભાઇએ શરીફભાઇની લાહેરી રજુ કરી, કે "જો આપને જવાબ દેવામાં વાંધો હોય તો હું જબરાઇથી ખુલાસો માંગતો નથી."

એમ કહેવાથી તરતજ તદન સાદાઇથી ફરમાવ્યું કે. **"તમો તેને કહો કે જે પુછવું હોય તે પુછ, જવાબ દેવાને મને ઘણી ખુશી થાય છે.** હું હીન્દી જબાન બરાબર જાણુતો નથી. તમો જો ફારશી, અરબી, ફ્રેન્ચ જાણુતા હો તો સમજ પડે."

ટીકા—

આ બાબતમાં ના૦ આગાખાન સાહેબ જે હીન્દી બરાબર જાણુતા નથી, એટલે હીન્દી (કહેતા જંગલી) (એટલે) (ખરી હકીકત છુપાવીને બનાવટી વાત રજુ કરનાર હોય) તેની વાત જાહેર માટે બરાબર જાણુતો નથી. એમ તાનું માર્યું છે. અને તે સાથે શરીફભાઇએ જે અગાઉ ઇમામના સવાલની બાબતમાં કહ્યું હતું કે. **"આપે કહ્યું તેમાં મને કાંઇ સમજ પડી નહી."** તેનો જવાબ આ સવાલમાં શરીફભાઇના ડહાપણનું ગુમાન ઉતારવા કહ્યું કે, તમો ફારસી, અરબી, ફ્રેન્ચ બોલી જાણુતા હો, તો સમજ પડે. પણ આ બાબતના જવાબમાં શરીફભાઇ પોતે કેવા આલેમ હતા, અને સવાલ પુછવાની કેવી ગુંજાયશ ધરાવતા હતા, તે ખુલ્લું થાય તેવું કહ્યું, કે "હું ફારસી, અરબી, અંગ્રેજી ફ્રાન્સીસ જાણુતો નથી." અને આવા માત્ર ગુજરાતી કે ઉર્દુ

સાદું જાણનાર, ઇમામતના સવાલો તથા અકલી ખુદા છે કે નહી. તેવા મહાન ઇલ્મના વિષયો જાણવાનો ઢોંગ કરે, અથવા ડહાપણ ડોળીયા થાય. તેને તેના ખરા આકારમાં ઓળખવાને કારણ થવા અથવા ભવિષ્યમાં જેઓ એહલે બઇયતની રોશનીમાં વખતની પીછાણ કરનારા છે. તેમની પાસે તેમનો તોલ થાય. તેટલા માટે તેઓના સવાલોના જવાબોમાં એક હીકમત ભરેલી છે. જે ઇલ્મ નહી રાખનાર અને ખરા ઇસમાઇલી નહી હોય, તેને દેખાવી મુશ્કેલ છે. અને એવાજ હીકમત ભરેલા વચનોમાં તે પછી ફરમાવ્યું કે, "તમો તમારા ખોટા દુરાગ્રહ ભર્યા એતેકાદના લીધે મારા સાથે સીધી વાત કરવાને લાયક નથી. તેમ તમો કબુલ કરો છો. તો પછી તમો હીન્દીમાં તમારી અજ્ઞાનતા હાશમભાઇને કહો, તે તરજુમો કરી ફારસીમાં એટલે સમજ ભરી રીતે મને પુછશે."

આ ઉપરથી હાશમભાઇએ તરજુમો કરી સમજ પાડી ત્રાહિત તરીકે સમજનારને અજાયબી પમાડયા વગર રહેશે નહીં કે ઇમામતનો દાવો કરનાર ના૦ આગાખાન સાહેબે કેવી સહેલાઇથી શરીફ ભાઇની મુશ્કેલ સ્થાતીને ઠેકાણે આણી અને સાફ જણાવ્યું છેઃ—

"તમો એવકુફ છો. મેં તમોને તેનો જવાબ પ્રથમ "આપ્યો, પણ તમો સમજ્યા નહી. ખેર ઇમામ જાફર "સાદીકના બે ફરજંદ છે. એક ઇસમાઇલ તથા બીજો

" મુસા, હવે મુસાના ફરજંદ તે ઇસમાઇલના શું સગા થાય ?

શરીફભાઇએ કહ્યું કે,-**પિત્રાઈ ભાઇ થાય.**

આ સવાલનો જવાબ શરીફભાઇના મોઢેથી કરવાનો હેતુ એ દેખાય છે, કે એ પિત્રાઈ ભાઇ તરીકેનીજ ગણત્રી સિવાય ઇમામના દરજ્જા વિષે શરીફ ભાઇ કાંઇ પણ જાણતા ન હતા, એમ દેખાડવાનું હોવું જોઇએ. અને તેથી શરીફભાઇના જવાબને તેના શબ્દોમાં ના૦ આગાખાન સાહેબે સમજાવ્યું કે " તમો એટલું પણ સમજતા નથી, કે તે અમારા " ભાયાત થાય. આ બાબતમાં અમારે તેને યાદ કરવા " જોઇએ. શું અમો તમારા ખોજા સારૂ તેને યાદ ન કરીએ ? " અને ન યાદ કરીએ તો તે શા માટે ? "

આ જવાબમાં શરીફભાઇ જો સમજ્યા હોત, તો પોતે સવાલ પૂછવાની કરેલી દંભી હિંમતને જાહેરમાં લાવતે; પણ નહિ, ઇમામતની દલીલો સમજવા માટે, એ બહાને કાંઇ પણ નજાતનું કારણ થાય, એવા મહાન ઉદાર હેતુ વડે બહાર આવવા પામી છે, તે શું છે ? કે શરીફભાઇને ઇમામતનો સવાલ અગાઉ ફરમાવી ચુકયા પછી, શરીફભાઇ ન સમજ્યા તો પછી એમને સમજવા લાયક એ મુદ્દો ન હતો, એમ બતાવવા શરીફ ભાઇને ગમતા જવાબમાં હિકમતથી ફરમાવ્યું કે "અમારે અમારા ભાયાતને યાદ કરવા જોઇએ." એટલે શબે કદરના આમાલમાં પંજેતનનાંજ નામો લેવાય છે, તે સાચું છે. બીજું જે ઇસ્નાઅશરી મત પસંદ કર્તા

એ જાફર સાદીક પછીનાં નામો લેછે, તે દશ વખત એક-એક નામ બોલવા છતાં તેમાં ઇમામનાં નામથી કોઇને પો-કારવામાં આવતા નથી અને ઇસ્નાઅશરી મતની વગર ઇલ-મની ગણત્રી માત્ર નામો લેવા પુરતી છે. નહિ કે, ઇમામનાં નામો લેવા પુરતી. કારણકે ઇમામ જાફર શાદીકના પછીનાં નામો બેમુસબને જાફર એમ કહે છે. પણ બે ઇમામ મુસબને જાફર એવી રૂઢીથી નહિ કહેતા હોવાથી, ફકત રમુજમાં ફરમાવ્યું કે " તમારા ખોજા સારૂ અમારા બાયા-તને યાદ ન કરીએ ? " અને તે પછી શરીફભાઇ અથવા હર કોઇ ઇમાનદારને ખ્યાલ આવે, એવા હિકમત ભર્યાં શબ્દોમાં જે ફરમાવ્યું છે, તે ખોજા કોમને જીગરમાં જડી રાખી હિદાયત મેળવવા જેવું છે, તે એ કે "અને ન યાદ કરીએ તો તે શા માટે ? " આનો જવાબ દરેક વિચારવંત ઇમાનદાર સમજે એવો એ છે કે, "તેઓ ઇમામ ન હોવાથી ત્યાર પછીનો સવાલ સલેમાન વાલજીએ પોતાના આગલા સવાલોના જવાબો તથા શરીફભાઇએ કરેલા સવાલોના જવાબો સાંભળી ના૦ આગાખાન સાહેબના ઇમામતના પુર ઇલ્મથી ભરેલા કલામથી આજેઝ થયા છતાં, પકડી રાખેલી જહાલતના મુદા તરીકે મોઝીઝો દેખાડવાની માંગણી કીધી, કારણકે ઇમામના કલામ આગળ ઇન્સાનના કલામ દબાઈ જાય છે અને ઇમામના કલામ હમેશા બુલંદી ઉપર હોય છે તેનો આ ત્રણે સાહેબોના પ્રત્યક્ષ વિરોધીનાં મુખમાંથી ખએરના શબ્દો જામીનગીરી તરીકે નીકળ્યા છે.

**મોઝીઝો** જોઇને ઇમાન લાવવું એક જહાલતના હિસાબ છે. જનાબ રસુલે ખુદાના જમાનામાં આવા મોઝીઝા માંગવાના અનેક પ્રસંગો ઉભા થયા હતા, પણ તે દરેક વખતે જનાબ રસુલે ખુદાએ મોઝીઝો જોવાની માંગણીને બને એટલી સમજાવટથી રોકી છે, છતાં જ્યારે બહુજ તમન્ના ભરી માગણી થતી, ત્યારે પણ તે ખુદાના મહાનપણા અને ઇચ્છા ઉપર ભરસો રાખીનેજ મોઝીઝા માટે પ્રસંગ પાડવા દિલ દોરાવ્યું છે. કારણકે મોઝીઝા જોઇને ઇમાન લાવનારનાં ઇમાનની કિંમત તે સમજીને ઇમાન લાવનાર આગળ લેશ પણ હોતી નથી અને જનાબ રસુલે ખુદા સ૦ અ૦ વસ્સલમની **રહેમતુલલિલ આલમીન**ના હિસાબે એજ ભલી ગણત્રી હતી કે, લોકો ઇસ્લામને, ખુદાને અને રસુલ તથા ઇમામને, મોઝીઝાથી નહિ પણ **ઇલ્મથી** સમજે ! કે જે સમજવાની અને ખરો લાભ પ્રાપ્ત થવાની **સાચી હિદાયત** છે. આ સુલેમાનભાઇ વાલજીના સવાલના જવાબમાં એજ સિફ્ફત ના૦ આગાખાન સાહેબે બતાવીને અહેલે બૈત રસુલની પ્રત્યક્ષ નિશાની બતાવી છે; પરંતુ જેઓ કુરઆન અને તવારીખથી અજાણ અને દોરવાઇ આડે રસ્તે ગયેલા છે, તેઓ તેનો ખોટો અર્થ ન ઉઠાવે, એટલા માટે મોઝીઝાના સંબંધમાં આ નીચે કેટલુંક વીવેચન ઉતારી લખીએ છીએ.

અબુ સોફીઆન-વલીદ ઓતબા, અબુ જેહલ જેવાઓની મોઝીઝાની માગણીઓ માટે કુરઆને મજીદની સુરે અનઆ-

મની આયાતોમાં છે કે મોઝીઝા માટે અલ્લાહ શું કહે છે ? તે સાંભળો. )

**નંબર પહેલો**—અને તેઓનામાંના કેટલાક તારા તરફ કાન ધરે છે. ( એટલે તારી વાતો સાંભળે છે. ) અને અમે તેઓના અંતઃકરણ ઉપર પડદો નાંખ્યો છે. કે જેથી તેઓ સમજી શકે નહી. અને તેઓના કાનમાં વજન મુકયું છે. ( તેઓ સાંભળતા નથી. ) અને જો તેઓ દરેક નિશાની ( ચમત્કાર ) જુએ, તો પણ તેની ઉપર તેઓ ઇમાન લાવશે નહી. એટલે સુધી કે જ્યારે તેઓ તારી પાસે આવે છે. ત્યારે તારી સાથે તકરાર કરે છે. જેઓ કાફર થયા છે, તેઓ કહે છે કે આતો માત્ર પ્રાચીન વખતની વાતો સિવાય બીજું કંઈ નથી.

**નંબર બીજો**—કોરેશે હજરત પેગંબર પાસે માગણી કરી કે " અમને ચમત્કારો બતાવો, તો અમે તમને માનીએ." તેઓ ઇમાન લાવશે એ વિચારથી હજરત તેઓની ઇચ્છા પ્રમાણે તેઓને ચમત્કારો બતાવવાને આતુર હતા, પણ ખુદાએ તેને કહ્યું કે " જે ચમત્કારો તારી પાસે તે કાફરો માગે છે, તેજ ચમત્કારો તેઓને દેખાડવામાં આવે તો પણ તેઓ માનશે નહિ. "

**નંબર ત્રીજો**—સુરે અનઆમ આયાત ( ૩૬ ) મી

---

( સુરે અનઆમ આયત ( ૩૫ ) નું ટીપણ મી. ઇસ્ફાની )

માં છે કે " અને તેઓએ કહ્યું કે શા માટે તે ( પેગંબર ) ના ઉપર તેના પરવરદીગાર તરફથી એક ચમત્કાર નીચે મોકલવામાં આવ્યો નથી ? કહે કે ખરેખર ખુદા શક્તિમાન છે કે તે એક ચમત્કાર નીચે મોકલે. પણ તેઓમાંના ઘણા ખરા જાણતા નથી. "

**નંબર ચોથો:—**

( સુરે બકર આયાત ૧૦૮—૧૦૯ )

" શું તમે એમ ઇચ્છો છો કે તમે તમારા પેગમ્બરને સવાલ પુછવામાં આવ્યા હતા ? અને જેણે ઇમાનને કાફરપણાં સાથે બદલ્યું છે, તે બેશક સીધે રસ્તેથી આડો ગયો છે. " ( ૧૦૮ )

**નંબર પાંચમો—**

" કેતાબના લોકોમાંના ઘણા એવું ઇચ્છે છે કે, તેઓ તમને તમારાં ઇમાન પછી પાછા કાફર બનાવી દે ( એમ કરવાનો ) તેઓને સત્ય જાહેર થયા પછી તેઓની પોતાની અદેખાઇ છે, માટે તમે માફ કરો અને દરગુજર કરો, જ્યાં સુધી કે ખુદા પોતાનો હુકમ લાવે. ખરેખર ખુદા સર્વ શક્તિમાન છે. " ( ૧૦૯ )

**નંબર છઠો—**

" અને અમને ચમત્કારો મોકલવામાંથી આ કારણ સિવાય બીજું કાંઇ અટકાવતું નથી કે, આગલા

જમાનાના લોકોએ તેને જુઠા કહ્યા હતા અને અમે સમુદને જાહેરી સાંઢણી આપી, પછી તેઓ તેની સાથે ઝુલમથી વર્તતા. અને ત્રાસ બેસાડવા સિવાય બીજાં કોઇ કારણને માટે અમે અમારા ચમત્કારો મોકલતા નથી. "

મોઝીઝાની માંગણીની બાબતમાં ના૦ આગાખાન સાહેબે ઇમામ તરીકે આપેલા જવાબ કુરઆને શરીફ સાથે કેવી રીતનો ખરો સંબંધ ધરાવે છે તે સમજવાને **ખુદા બધા-ઓને હીદાયત બક્ષે** !

ઉપરના મોઝીઝાની બાબતમાં કુરઆને શરીફનાં દાખલાથી બતાવી આપ્યા પછી સમજાવવું સહેલું છે કે સુલેમાન વાલજીની મોઝીઝા માગવાની બાબત ઇમાનદારીની શાનથી વેગળી છે. છતાં તે બાબતમાં સવાલ જવાબને તપાસીશું જેથી તે બાબતનો પણ આગલા સવાલ જવાબ માફક ફેસલો થઇ જાય.

**સુલેમાન વાલજી**—આપ ઇમામ છો તો અમોને મોઝીઝા દેખાડો અને તે પણ ફકત એકજ.

**આગા સાહેબ**—મોઝીઝા તો રસુલ દેખાડતા, હું કાંઇ રસુલ નથી.

આ જવાબની ખરી સ્થીતી ઇસ્માઇલીઓજ તરત સમજી શકશે કારણ કે **પીર** અને **ઇમામ** એ બે જોમાં એકજ નુરથી પેગંબર અને ઇમામ માફક હોય છે. અને **ઇમામ**નો દરજ્જો પીર કરતાં એટલા માટે મોટા હોય છે કે, ઇમામ

તખ્તનશીન નસલ બનસલ હોવાથી **શાહ** કહેવાય છે, ત્યારે **પીર** તેમના વઝીર કહેવાય છે. પરંતુ જ્યારે એકજ જોમામાં બેઉ નુર હોય છે. કે જેમ હાલના નામદાર આગાખાનમાં છે ત્યારે જે વખતે પોતે હીદાયત કરતા હોય છે. ત્યારે નમ્રતા સાથેની સ્થીતી પીરના જોમાની ધારણ કરેલી હોય છે. અને ઉપરનાં સવાલો સુધી એજ પીરના જોમાંથી હીદાયત થતી હતી. પણ ત્યાર પછીનાં સવાલમાં સુલેમાન ભાઇએ જ્યારે સવાલ પુછ્યો છે કે, **જમાતમાં કીસ્સો પડાય છે તેમાં પણ લખે છે કે:—**

" ઇમામ જાફર સાદીકે ઘણાં મોઝીજા દેખાડેલ છે " આ સવાલમાં **ઇમામ**નાં સવાલથી નાo આગા સાહેબના જવાબવાળી—બાબત—**ઇમામ**નાં જોમાની છે કે " ખુદા કુરાનમાં ફરમાવે છે કે મેં જન્નત તથા જહન્નમ પેદા કીધી છે અને તે ભરાશે. તો હું અગર મોઝીઝા બતાવું તો સરવે ઇમાન લાવે, સઘળા જન્નતમાં જાય અને જહન્નમ ખાલી રહે તો ખુદાનો કોલ ખોટો પડે. "

આ જવાબના ઉપર ગંભીરાઇથી વિચાર કરનારને ખુલ્લું સમજાશે કે, નાo આગાખાને કુરઆનની રજુ કરેલી વિગત કેવી ટુંકમાં ઉમદા હિદાયત કરનારી છે. અને જહન્નમના અધિકારી તરીકે તેમના વિરૂધ્ધ ખ્યાલ કરનારને ચમકાવનારી છે ! ને મોઝીઝો નહિ દેખાડી ઇમાનદાર નહિ બનાવવાની તેમની ઇચ્છાને, ખુદાના હુકમ મુજબ બતાવી છે !!

અને આ જવાબમાં નામદાર આગાખાનની ઇમામતની શાન કુરઆને શરીફના બતાવેલા રહસ્યથી ઝળકી નીકળે છે! અને કલામની બુલંદીની સિફત મકલા મુસ્કીલ કુશા સમાન સ્પષ્ટ થાય છે કે હિદાયત ઇચ્છનારને ખુદા ચાહે તો થાય છે, પણ સુલેમાન વાલજી ઉપરના જવાબ પછી પણ કેવી અજ્ઞાનતા નક્કી કરી રાખેલા સવાલથી બતાવે છે, તે જુઓ!

**સુલેમાન વાલજી**—આ લોકો આપને ખુદા કહે છે, તેનું કેમ?

આ સવાલ ઉપરથી સુલેમાનભાઇની ઇમાનદારી કેવી હતી તે દેખાય છે કે, એક તો પોતે પોતા માટે પુછતા નથી, તેમ પોતે પસંદ નથી કરતા તે પુછે છે તેવા અતરંગી સવાલનો જવાબ પણ ઇમામ પાસેથી તેના સવાલના રૂપમાંજ ઇમાન દેખાડનારો અને વાજબી હોય છે, જેમકે હકીમ પાસે કોઇ દરદી ન છતાં, જાય અને બીજો દરદી તેની દવા ખાતો હોય ને તેનાથી લાભ લેતો હોય અને તેની અપુર્વ તારીફ કરે, તે તારીફની વાત, દરદી ન હોય તે જેમ પોતાનાં નીમ હકીમપણામાં હકીમથી ડહાપણ ડોળે કે, "ફલાણો તમારી તારીફ કરે છે," તો હકીમ હીકમતની રૂએ તેને પતાવવા કહે, કે "તે મારી તારીફ કરી મનેજ બુઝુર્ગ સમજે છે, તે ઝખ મારે છે." એમ કીધાથી તે જવાબમાં શું હીકમત છે, તે જેમ નીમ હકીમ પોતાની અજ્ઞાનતા તથા હસદના લીધે જાણી શકતો નથી, તેવીજ રીતે ના. આગા સાહેબ

ઇમામે વક્તનાં જવાબમાં તેવીજ હીકમત સમાએલી છે. અને તેથી જવાબમાં કહ્યું છે કે, **તેઓ નરક ખાય છે!** મતલબ કે–તેના કહેવા સાથે તને કાંઇ વાસ્તો નથી. તું એમજ સમજ કે, તારી ઇમાનદારીનાં હીસાબે તેઓ નરક ખાય છે. કારણ કે તારી નજરમાં તે સારૂ નહી હોવાથી તું સવાલ પુછે છે, ત્યારે તું તારી બહેતરી માટે સવાલ પુછ અને હીદાયત મેળવ. આ જવાબમાં પણ આ હિસાબે હીદાયત તરફ વાળવાનો ઇશારો કીધો છે. છતાં–ઇમામના જવાબની ગણત્રી ત્યાર પછીનાં સવાલમાં આબાદ આવીને ઉભી રહી છે કે,

**સુલેમાન વાલજી**—આ લોકો નિમાજ પડતાં નથી તેનું કેમ?

**નામદાર આગા સાહેબ**—તેમના આમાલો તેમના શીર છે.

આ જવાબમાં આગલા સવાલનો હેતુ સમાઇ જાય છે. અને ખુલ્લું, સમજાવે છે, કે તું પારકી પંચાતી શા માટે કરે છે? કારણ કે **અમલે અમલ સાલેહ** દરેકના માટે છે.

આટલી સ્પષ્ટતા પછી પણ કોળીભાઇનું ઉંહુ નહીં મુકતાં, નાનો મોઝીઝો દેખાડવા માગણી ફરી કીધી અને "**તો બધી ખાત્રી થાય**" એટલું કહી આગલા બધા સવાલના જવાબોથી થયેલ આઝેઝપણું સિધ્ધ કર્યું છે, અને તેના આઝેઝપણાથી આગા સાહેબે "આજથી બે વરસે મોઝીઝો દેખાડીશ ત્યારે તમો ખાત્રી કરી લેજો"

એમ ફરમાવ્યું છે. અને તે હિસાબે એ વરસ પછી તેની કેવી ગતી થઈ! તે આજ બારમે વરસ પણ કંઇ નથી જણાવ્યું. તે સાબેત કરે છે કે, સવાલ પુછનાર જરૂર તેના એતેકાદના ફેઝે પહોંચ્યો હોવો જુવે. એજ વસ્સલ્લામ.

# અમારાં તરફનો ખુલાસો.

આ સવાલ તથા જવાબ આજથી ૧૨ વર્ષ અગાઉ એટલે ઇ. સ. ૧૯૦૫ ની સાલમાં થવા પામ્યા છે અને તેની નકલો તુરતજ લખનારના જણાવ્યા પ્રમાણે મુંબઇ. જંગબાર, મોમ્બાસા, ભાવનગર, મહુવા, જામનગર, દારે-સલામ, બાગામોયો, લીન્ડી વીગેરે મોકલાઇ હતી. અને જે અમારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજીના વાંચવામાં પણ જરૂર આવી હોવાનું તેમના લખાણથી સાબેત થાય છે. મી. વરતેજી લખે છે કે:-

" હવે જ્યારે છુપાછુપ ઉપરના સવાલ જવાબોની નકલો
" લાગતા વળગતા આસામીઓ તરફ ફેલાવીને તે ઉપ-
" રથી સાદા લોકોના ઇમાન ખરાબ કરવાના સાધન
" તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો.

મતલબ કે આ સવાલ જવાબની નકલો લાગતા વળ-ગતા આસામીઓ તરફ જે તે વખતે મોકલાઇ ગઇ

હતી. લાગતા વળગતા આસામીઓને જ્યારે તે મળી ગઇ હતી, ત્યારે નુરે હીદાયત તે ફેલાવવાની પહેલ કરનાર નથી બલકે સવાલ જવાબ થયા પછી અમોને તો દસ વર્ષ પછી મળવા પામ્યા છે અને મળ્યા પછી ત્રણ વર્ષે પ્રગટ થયા છે. આ પ્રગટ કરવા સંબંધે મી. વરતેજી જે આક્ષેપ અમારા પર મુકે છે તે તેમનાજ શબ્દોમાં નીચે પ્રમાણે છે.

"તેનું પોગળ પ્રગટ કરવા મિસાલ મી. કાબાને પોતાના
"માસીકમાં પ્રગટ કરવા જે બુદ્ધિ સુઝી છે તે ખુદા
"જ્યારે ઇચ્છે છે ત્યારેજ હીદાયતના સાધન તરીકે બ-
"હાર આવે છે"

મતલબકે આ સવાલ જવાબ જે હીદાયતના સાધન રૂપ હતા, તે ખુદાતાલાની ઇચ્છાથી અમોએ પ્રગટ કીધા છે અને એ રીતે હીદાયતનું જે સાધન આજ બાર વર્ષ થયાં છુપાછુપ લાગતા વળગતા આસામીઓ તરફજ પહોંચી શક્યું હતું તે અમારા માસિકે જાહેર રીતે સમગ્ર જગત સામે રજુ કરી દીધું છે. આ હીદાયતનું સાધન જે પ્રથમ છુપા છુપ માત્ર લાગતા વળગતા આસામીઓ તરફજ પહોંચ્યું હતું તેથી માત્ર લાગતા વળગતા આસામીઓનેજ હીદાયત થઇ હશે; પણ જ્યારે ખુદાતાલાની ઇચ્છા સમગ્ર જગતને હીદાયત કરવાની થઇ ત્યારે તેણે અમારા દીલમાં તેને જાહેર કરવાની પ્રેરણા કીધી અને અમોએ બકોલ મી. વરતેજી હીદાયતના સાધનને સમગ્ર જગતના સ્ટેજપર લાવી

મુક્યું અને તેમ થતાં બકોલ મી. વરતેજી અમોએ નામદાર આગાખાન સાહેબ ઉપર, તેમના મઝહબ ઉપર, તેમની જમાત ઉપર, તેમના મુરીદો પર અને સાથે સાથે સમગ્ર જગતપર મહાન ઉપકાર કીધો. અને આવો ઉપકાર કરવા માટેના અમો બકોલ મી. વરતેજી ખાસ ધન્યવાદના અધિકારી બન્યા છીએ. અને ખુદાતાલાના લાખ લાખ શુકરાના કે આવી રીતે ખુદાતાલાની ઇચ્છા ફળીભુત કરવા માટેના તથા હિદાયતના સાધનના પ્રચારના અમો કારણ રૂપ બન્યા અને આવો મહાન યશ કોઇપણ ખાનાઇ કે અન્ય બેરાદર નહિ મેળવી શકતાં, અમોજ તે મેળવવા ભાગ્યશાળી થયા અને એ રીતે એક મહાન સવાબના કામમાં અમો સબકત લઇ ગયા, અમારા પ્રયાસમાં છુપાયેલી આવી ખુબી અમારા મિત્ર મી૦ વરતેજીના લખાણથી અમો તથા પબ્લીકની વધુ જાણમાં આવી, તે માટે અમો અમારા તે મિત્રના બાલ બાલ ઉપકારી થયા છીએ. અને ખુદાતાલાની ઇચ્છાર્થાજ તે પ્રસિદ્ધ કરવાની બુદ્ધિ બકોલ મી. વરતેજી અમોને સુઝી છે તેથી હવે કોઇ પણ અંતઃકરણ હીદાયતના નુરથી બાકી નહિ રહે એવી અમોને પાકી ઉમેદ બંધાઇ છે.

સવાલ જવાબ પ્રગટ કરવાની બુદ્ધિ સુઝાડવી, એ ખુદાતાલાની ઇચ્છિાને આધિન હતું. વળી તે સવાલ જવાબ હિદાયતના સાધન રૂપ હતા એમ વખાણ કરવા સાથે

અમારા મિત્ર મી૦ વરતેજીને ખુદા જાણે શું કુબુધિ સુઝી કે, તેને "લોકોના ઇમાન ખરાબ કરવાનાં સાધન તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો." એમ જણાવી પ્રથમની ખુબી તથા ફીલસુફી ભરી કબુલાતથી ફરી ગયા. અમો નથી સમજી શકતા કે, જે વસ્તુના જાહેર પ્રચારથી તો હિદાયતનું નુર સમગ્ર જગતમાં પ્રકાશમાન થાય, તેજ વસ્તુના ગુપ્ત પ્રચારથી "સાદા લોકોના ઇમાન ખરાબ" કેમ થતાં હશે ? જો તેના ગુપ્ત પ્રકાશથી સાદા લોકોના ઇમાનો ખરાબ થવાનાં હતા તો પછી જવાબ આપનાર કે તેમના કોઇપણ અનુયાયી તરફથી તેને, કેમ જાહેર પ્રગટ કરવામાં ન આવ્યા ? અને શા માટે સાદા લોકોના ઇમાનો ખરાબ થવા દીધા ? અને તેવી રીતે લોકોના ઇમાનો ખરાબ થવાના હતા, તો પછી અમારા ને વિદ્વાન મિત્ર પોતાના કયા " અસુરા પણા " ની ઉંઘમાં ઉંઘાતા પડયા હતા અને આજ બાર વર્ષ સુધી લોકોના ઇમાનો ખરાબ નહિ થવા દેવાનું જે સરળ સાધન હતું તે છુપાવી રાખીને લોકોના ઇમાનો જેમણે બરબાદ કીધાં, તેમનો તો કોઇ પણ કસુર અમારા વિદ્વાન મિત્ર સ્વીકારતા નથી. અને જેણે ખુદાની ઇચ્છાને આધીન થઇ છુપાછુપ પણ હિદાયતના સાધનને લાગતા વળગતા આસામીઓ તરફ પહોંચતું કર્યું તેને તો સાદા લોકોના ઇમાન ખરાબ કરનારા રજુ કર્યા. ! તો પણ ખુદા તાલાના લાખ લાખ શુકરાના કે અમારા તે મિત્ર અમારા ગેર મિત્રચારીનુ

નાતો નહી વીસરતાં, તેને જાહેર પ્રસિદ્ધ કરવામાં અમોએ ખુદાતાલાની ઇચ્છાને વશ થઇ હીદાયતના સાધનને વહેંચાઇ અમલમાં મુકયાનું જાહેર કીધું.

ખુદાતાલાની ઇચ્છાને બર લાવનારી તથા હિદાયતના સાધનરૂપ વસ્તુ છુપાછુપ લાગતા વળગતામાં ફેલાવાથી સાદા લોકોના ઇમાનો કેવી રીતે ખરાબ થયા અને જાહેર ફેલાવાથી કેવી રીતે ઇમાનો દુરસ્ત થશે તે સંબંધે જો અમારા તે મિત્રે કાંઇક સ્પષ્ટતા કીધી હતે તો, અમારા જાહેર પ્રચારથી લોકોના ઇમાનો જે દુરસ્ત થવાના છે તે વધુ અને જલદી દુરસ્ત થતે. અને અમો આશા રાખીએ કે અમારા મિત્ર આ સબંધમાં જરૂર અમારો સાથ આપશે અને હિદાયતના સાધનને વધુ વિસ્તારમા ફેલાવાના કામમાં અમોને મદદ કરશે અને જો તેઓ તેમ કરશે તો ખુદાતાલા તેમને તેનો નેક અજર જરૂર આપશે.

કીલવાના ખોજા આસામીઓએ નામદાર આગા સાહેબને જે સવાલો પુછ્યા અને તેના તેઓ નામદાર તરફથી જે જવાબો મળ્યા, તે વગર તફસીરના હતા, તેથી ઘણા લોકોને તેમાંનું હિદાયતનું સાધન શોધી કાઢતાં મુસ્કેલી નડી હશે અને સાદા તથા ભોળા લોકો તો તે હિદાયતના સાધનથી બેનસીબ રહી ગયા હશે. અને તેથી તેની તફસીર ટીકાની પુરેપુરી આવસ્યકતા હતી અને તે આવશ્યકતાનું ઉપયોગીપણું સ્વીકારી અમારા મિત્રે સાદા તથા ભોળા લોકો પર મોટો

ઉપકાર કીધો છે; કેમકે હવે અમો અમારા તે મિત્રની માન્યતા સાથે એકમત થયા છીએ કે હવેથી કોઇ પણ સાદા કે ભોળા લોકનું ઇમાન ખરાબ થશે નહિ બકોલ મી. વરતેજી " છુપાછુપ......સવાલ જવાબોની નકલો લાગતા વળગતા આસામીઓ તરફ ફેલાવીને......સાદા લોકોના ઇમાન ખરાબ કરવાના સાધન તરીકે ( સવાલ જવાબનો ) ઉપયોગ કરવામાં આવતો હતો, તેનું પોગળ પ્રગટ કરવા મીસાલ મી. કાઆને ( અમોને ) પોતાના માસિકમાં ( નુરે હીદાયત પુ. ૧ લું અંક ૩ જો ) પ્રગટ કરવાને બુધિ સુઝી છે " ( અમોને ) આવી રીતની વર્તન " ખુદા જ્યારે ઇચ્છે છે ત્યારેજ હીદાયતના સાધન તરીકે બહાર આવે છે " મતલબ કે સવાલ જવાબ હિદાયતના સાધન તરીકે ખુદાની ઇચ્છાથી અમોએ બહાર આણ્યા છે. અને તેથી અમારા મિત્રને અમોપર ખફા થવાનું હવે કોઇ પણ કારણ રહ્યું હશે નહિ. આમ થવું એ પણ ખુદાતાલાની મહેરબાનીનોજ પ્રતાપ ગણી શકાય.

નામદાર આગા સાહેબે જે જવાબો આપ્યા છે તેમાં કેવી ખુબી, ફીલસુફી તથા હિદાયત ભરી છે તે બકોલ મી. વરતેજી આજથી ૧૩ વર્ષ પહેલાં રજુ થઇ છે અને તેની તફસીર મી. વરતેજીએ લખી તેની ખુબી, ફીલસુફી તથા હિદાયતના સાધન તરીકેની ઉપયોગીતા જણાવી આપી છે જવાબમાં તથા મી. વરતેજીની ટીકામાં જે ખુબી, ફીલસુફી

તથા હિદાયતના સાધનની ઉપયોગીતા ભરી છે તે કાંઇક વિસ્તારથી જણાવનારાઓના શબ્દોમાં અમોએ રજુ કરી છે. અને તે પણ સાદા લોકોના ઇમાન ખરાબ થતા હતા તેનું પોગળ પ્રગટ કરવાનીં ખુદાતાલાએ પોતાની ઇચ્છાથી અમોને બુદ્ધિ સુઝાડી તેને આભારી છે. હવે જે બાબતથી સાદા લોકોના ઇમાનો ખરાબ થતાં અટકતાં હોય, અને જે બાબતમાં હીદાયતનું સાધન, ખુબી, ફીલસુફી હોય, તેવી બાબત લાગતા વળગતાઓમાં ફેલાવનાર ખાત્રી પૂર્વક ખરા મોમિન તથા ખરા સતપંથી માની શકાય અને તેનો અમારા કરતાં પણ વધુ એહસાન માનવો જોઇએ, પરંતુ અમારા મિત્ર મી. વરતેજી પોતાની પ્રસંશા ઉચ્ચારવાની દોલત તરફ અસાધારણ કંજુસ થઇ ગયા, તેટલુંજ માત્ર ગેરવાજબી થયું છે. તેમના પણ જો અમારી મીસાલ વખાણ કરતે તો, તેમના પ્રત્યે એક તરફીપણાનો કે અન્યાય કર્યાનો ઇલ્ઝામ આવી શકતે નહિ; પરંતુ અમોને આશા છે કે મી. વરતેજી પોતાની ખુલ્લેખુલી ભુલ સુધારશે અને હીદાયતના સાધનને તથા તેની ખુબી તથા ફીલસુફીને લાગતા વળગતા આસામીઓ તથા સમગ્ર જગતમાં ફેલાવવાને કારણ રૂપ થનારનો જરૂર એહસાન માનશે.

અમોને એક બાબતનો જે બહુજ અચંબો થયો છે તે જણાવી આપી ઇન્સાફ માગીએ તો વ્યાજબીજ ગણાય. અમારા મિત્ર મી. વરતેજી ચોપડીની શરૂઆતમાંજ પહેલાજ પૃષ્ટપર લખે છે કે:—

" નુરે હિદાયત માસીકના તીજા અંકના પાને ૧૬ મે
" સવાલ જવાબના મથાળા હેઠળ જે બાબત આપેલી છે
" તે આજથી બાર વરસ ઉપરની છે અને કહેવત છે
" તેમ ૧૨ વરસે બાવો બોલ્યો, તો પણ ધુલની ધુલ."

" ૧૨ વરસે બાવો બોલ્યો, તો પણ ધુલની ધુલ "
એ કેહવત લખવાથી અમારા વિદ્વાન મિત્રની શું મતલબ છે
તે મોઘમ હોવાથી અમો સમજી શક્યા નથી. અમાગ મિત્ર
શું સવાલ પુછનારને આ કહેવત લાગુ પાડવા માગે છે કે
જવાબ આપનારને ? અથવા તો તેની નકલો કરી છુપાછુપ
લાગતા વળગતા આસામીઓમાં ફેલાવનારને કે અમોએ
નુરે હીદાયતમાં તેને છાપ્યાને માટે અમોને, કે પોતે સવાલ
જવાબની ખુબી તથા શીલસુરી વધુ પ્રકાશીત કીધી તેથી
પોતાને લાગુ પાડે છે ? અથવા તો શું " બાવા " શબ્દથી
સવાલ પુછનાર, જવાબ આપનાર, છુપાછુપ લાગતા વળ-
ગતામાં નકલો કરી ફેલાવનાર, નુરે હીદાયતમાં પ્રગટ કર-
નાર, કે પોતે તેની ખુબી તથા શીલસુરી સમજાવી તેથી
પોતાને વખાણવા માંગે છે? અથવા તો શું " બાવા "
શબ્દથી લાગતા વળગતા કોઇને પણ ઉતારી પાડવા માગે
છે ? અને "ધુલની ધુલ" શબ્દોથી શું તેઓ જેવી હકીકત
હતી તેવી આબાદ રજુ થઇ છે એમ કહેવા માગે છે ? જો
તેઓએ લાગતા વળગતામાંથી કોઇના પણ વખાણ માટે
આ કહેવત વાપરી હોય તો, જેના માટે તે વપરાઇ હોય

તેને ખુદા મુબારક કરે. અને વખાણ કરનારને પણ ખુદા-તાલા જઝાએ ખેર આપે કે તેણે એક એવી બાબતના પ્રકાશકના વખાણ કીધા કે, જેણે ખુબી, શીલસુરી તથા હીદા-યતના સાધનરુપ વસ્તુના પ્રચાર માટે પ્રયાસ કીધો છે પણ જો તેણે "બાવા" તથા "ધુલની ધુલ" શબ્દથી ઉતારી પાડવાની બાજી રચી હોય તો, તે બાજી રચવામાં તેઓ પોતાના ઇમાન ઉપર કેવી ભયંકર તરાપ મારી ગયા છે તેની સાયદ કે તેમને ખબર નહિ રહી હોય. એવા લોકો કે જેમણે હીદાયત ખુબી તથા શીલસુરી ભરેલી વાતને ખુદા-તાલાની ઇચ્છાથી ભોળા તથા સાદા લોકો આગળ રજુ કરી, તેમના ઇમાનોને ખરાબ થતા અટકાવ્યા, તેમને તિર-સ્કાર તથા ટચાક ભરેલા તાણા મેહણાથી ઉતારી પાડવાને બાજી રચી હોય, તેણે બેશક પોતાના ઇમાનની કચુંબર કરી નાખી એ નિર્વિવાદ વાત ગણાય. અમારા મિત્ર આ બે પ્રકારો પૈકી કયા પકારના હકદાર બન્યા છે તે તેમની તો જાણ બહાર નહિ હોય; પરંતુ વાંચક વર્ગને આવા પ્રકારોની ચોખવટ પોતાની મેળે કરવા દેવાના સ્તુતિપાત્ર હેતુને દ્રષ્ટિ મર્યાદામાં રાખી, આ બાબતને મોઘમજ મુકી દીધી હોય તો કાંઈ તાજુબીની વાત નથી.

"૧૨ વરસે બાવો બોલ્યો, તો પણ ધુલની ધુલ" એ કહેવત શાયદ કે અમારા મિત્રે એટલા માટે પણ વાપરી હોય કે, એવી ખુબી શીલસુરી તથા હીદાયતના સાધનરૂપ

બાબતને બાર વરસ સુધી ગુમનામ રાખનારને ધુલ્લની ધુલ્લ પ્રાપ્ત, થઇ અથવા તો બાર વરસે પણ જે વસ્તુ જેવી હતી તેવીજ તેને જાહેર કરવામાં આવી, ધુલ હતી તેને ધુલજ જણાવવામાં આવી, કાંઇ પણ ફેરફાર કે અપરા તફરી કરી નાંખવામાં આવી નહિ. ધુલ્લને ધુલ કહી જો તેના નિર્માલ્ય-પણા વીશે મજાક કર્યો હોય તો તે વાત તો એટલા માટે અમારે ગળે ઉતરતી નથી કે ખુબી, ફીલસુફી તથા હિદાયતના સાધન રૂપની તથા મી. કાબાને ખુદાએ પોતાની ઇચ્છાથી તે પ્રગટ કરવાની બુધ્ધિ સુઝાડી હોય તેવી વાતને તેઓ તેવી માને તથા જણાવે નહિ.

સવાલોના જે જવાબો આપવામાં આવ્યા છે તેને અમારા મિત્ર " હીદાયતની હીકમત ભરેલા " તથા " રાહ-બરી " ભર્યા, તથા " ખરા આકારમાં " અપાયલા તથા " હીદાયતના સાધન તરીકે "ના તથા ઇમામતના પાવરથી પૂર્ણ પરખીને " અપાયલા તથા ' મારફત " વાળા તથા " જમાનામાં ચરચાતા મહાન સવાલનો ફડચો " કરનારા તથા મહાન ખુબી અને હીકમત વાળા તથા " ફીલસુફી ભરેલા " વીગેરે વીગેરે વિશેષણોથી લચીપચી રહેલા જણાવે છે અને તે તેવાજ છે એવું સમજનારૂં તેમણે જે લખાણ આપ્યું છે, તે અમારા મિત્રને ઇનસાફ આપવાને માટે કાંઇક લંબાણથી ઉતાર્યુ છે. અને તેમાં અમારી એ નેમ પણ છે કે અમારા મિત્રનો હેતુ જલ-દીથી બર આવે.

નામદાર આગા સાહેબના જવાબો "હીદાયતના સાધન રૂપ" હોય તથા ઉપર જણાવ્યા પ્રમાણેના વિશેષણોથી અલંકારિક હોય તો, તેની કદર ન કરવામાં આવે તેનું કોઇ પણ કારણ અમો જોઇ શકતા નથી. મી. શરીફ નુરમાહમદ, સુલેમાન વાલજી તથા હાજી સુલેમાન ભીમજીએ જે સવાલો પુછયા હતા તે પ્રકારની માન્યતા કોમના મોટા ભાગની છે અને આવો મોટો ભાગ તેના ખરા જવાબોની સમજુતીથી બેખબર રહી જવા પામે એ કોઇપણ દ્રષ્ટિથી મુનાસબ લાગતું નથી. અને જે કોમનાં મોટા ભાગની માન્યતા વિશે અમોએ ઇશારો કીધો છે તે કોમના એક મેમ્બર અમે પોતે પણ છીએ. ખોજા કોમની મુખ્ય ત્રણ જમાતો, ખોજા સુન્ની જમાત તથા ખોજા ઇસનાઅસરી જમાત તો અખંડ અમારી માન્યતા પ્રમાણેની છે. જ્યારે ત્રીજી પોતાને હમણાં ઇમામી ઇસમાઇલી જમાતના નામથી ઓળખાવતીના બહુજ થોડા માત્ર ગણત્રીના મેમ્બરો સિવાય બાકીનો સઘળો ભાગ પણ અમારા મત પ્રમાણેનો છે અને આવા એક હજારથી ઓછા નહિ તેટલા મેમ્બરો તો અમારી ખાત્રી કરાયલા છે અને તે એટલે સુધી કે જમાતના કારભારીઓમાંના જેઓ જેઓ અમારા પરિચયમાં આવ્યા, તેમાંના સેંકડે ૯૫ ટકા અમારા મતની તરફેણમાં હતા. વળી સમગ્ર જગતના વિભાગોમાં વસતા આશરે ચાલીસ કરોડ જેટલા મુસલમાનો પણ થોડા ગણત્રીના

અપવાદ સિવાય સઘળા પણ અમારા મત સાથે મળતા છે. વળી મી. સુલેમાન વાલજીને જે જવાબ આપવામાં આવ્યો છે એટલે કે "શરીયત ઉપર ચાલે તે જો હજરત અલીને ખુદા કહેશે તો તે કાફર છે" તો તે સઘળાઓ તેવીજ માન્યતાના હોઈ હઝરત અલીને ખુદા માનતા નથી અને જો તેવું માને તો તેઓ "કાફર" ગણાય એમ માને છે, તો જો નામદાર આગા સાહેબ હાજર ઇમામ હોય તો, સઘળા મુસલમાનોની તેમના પર હુજજત કાયમ થઈ શકે છે કે, તેઓ મારેફત બતાવી તેની રૂએ હજરત અલીને ખુદા હોવાની સાબેતી બતાવે. વળી આવી સાબેતી ઇલ્મે ફીલસુફી તથા ઇલ્મે મંતક જાણનાર સમજી શકે તો, આ જે લાખો મુસલમાનો ઇલ્મે ફીલસુફી તથા ઇલ્મે મંતક જાણનારા, બલ્કે કેટલાકો તો તેના ઉસ્તાદો છે. વળી નામદાર આગા સાહેબ તો મારેફત, ઇલ્મે ફીલસુફી તથા ઇલ્મે મંતક જરૂર જાણતા હોવા જોઇએ, તો તેઓ હજરત અલીને ખુદા કહેવાની ફીલસુફી ભરી દલીલો જરૂર વધુ સારા પ્રમાણમાં સમજાવી શકે. અને તેથી સઘળાઓ તેવી હિદાયતના આરજુમંદ રહે એ સ્વાભાવિક છે. કેમકે તેઓના જવાબથી એટલું સ્પષ્ટ કહેવાયું છે કે "જેને મારફત છે તે જો (હ. જરત અલીને) ખુદા કહે તો વાંધો નથી" તેથી મારેફતવાલો હજરત અલીને ખુદા માને એમ તેમના સ્પષ્ટ ઉદ્દેશ છે અને તેથી તેમના મત પ્રમાણે તે મત વ્યાજબી અને હજરત અલીને વલીયુલ્લા કહેવા એ ગેરવાજબી લેખાય, તો

પોતે આવી રીતે ગેરવાજબીપર જેને માનતા હોય તેને વ્યાજબીપણાની સમજુતી આપે એ, તેમનો જે દરજ્જો જણાવવામાં આવે છે તેની રૂએ ફરજીઆત ગણાય. અને તે ફરજ જો તેઓ બજાવવાનું વીસરી જતા હોય તો, યાદી આપવી એ જરૂરની બાબત છે.

નામદાર આગા સાહેબ તરફથી આજદીન સુધી હઝ. રત અલી અ૦ ને ખુદા કહેવાની માઅરેફત, ફીલસુફી તથા ખુબી જાહેર થઇ નથી. જો જાહેર થઈ હતે તો તમારા લખવા પ્રમાણે ઘણી હિદાયત થતે. તેમજ પ્રથમના આગાખાન સાહેબો, કે તેમના કોઇ વડીલ તરફથી પણ આવી ફીલસુફી જાહેર કરવામાં આવી નથી. આવી ફીલસુફીતે આજદીન સુધી છુપાછુપ રાખવામાં આવી છે. જો આજદીન સુધી જાહેર કરવામાં આવી હતે તો, તેમના ભોળા મુરીદો કદી પણ ગુમરાહ થતે નહિ. અમોએ પીરોનું રચેલું અથર્વવેદ શાસ્ત્ર અભ્યાસમાં લઇ જોયું, પરંતુ તેમાં પણ કોઇ ઠેકાણે આવી ફીલસુફી, મંતક વીગેરેની ખુબી ન જરે પડી નહિ. તો આવી સ્થિતિ વચ્ચે આવી ફીલસુફીથી લોકો બેનસીબ રહ્યા તેમાં કોનો કસુર ગણવો તેની સમજ પડવી મુશ્કેલ નથી.

નામદાર આગા સાહેબ મોટો ભાગ વિલાયતમાંજ રહે છે અને વિલાયતી લીટરેચરમાંજ પોતાનું જીવન ગાળે છે. અને તેમ એટલા તો મોટા દરજ્જાના માણસ છે કે, તેઓ

આવી ફીલસુફી તથા મંતક સમજાવવા બેસે નહિ. પરંતુ આવી ફીલસુફી તથા ખુબીની મારેફત જે તેમના તરફથીજ સમજાવવામાં આવે તોજ હેતુ બર આવે તેવું કાંઇ નથી. જ્યારે તમો તથા તમારા જે ગોડીયાઓ તે ફીલસુફી તથા ખુબી તો જરૂર જાણુતા હશો ત્યારે જો તમોજ તેને જાહેર કરો તો, પણુ ચાલી શકે તેમ છે. વળી જ્યારે તમો પણુ મારેફતમાં પહોંચી ગયા છે અને ફીલસુફી તથા મંતકના પારકે પાદર ભાવજીભાઇ કાંવાળા જેમ ખાં બની ગયા છો ત્યારે તો તમો અમારી સુચનાનો જરાપણુ અનાદર નહિજ કરો. અને અમોને તાજુબી તો એટલા માટે થાય છે કે, તમોએ આજસુધી આવી ફીલસુફી તથા મંતકને શા માટે છુપાવી રાખી લોકો પર જુલમ કીધો? અને શામાટે તેવી ગંભીર જોખમદારીથી પોતાને મુકત ન કીધા? અને હજુ પણુ જો પોતાની જોખમદારીથી તુરતજ મુકત નહિ થાઓ (અને ખાત્રી છે કે રોજે હશર સુધી નહિજ થાઓ) તો અમોને લાચારી સાથે તમો માત્ર જીભાની લનતરાની કરનારા છો એમ જાહેર કરી દેવું પડશે. જો તમારા એકલાથી આવી ફીલસુફી, મંતક તથા મારેફતનો બોજો નહિ ઉપડતો હોય અને હરીના માંડવામાં બેશી તેના ગુપ્ત ખવાસના મંત્રો ભણુવા આડે અવકાશ નહિ મળતો હોય તો, તમારા ચુનારા, ભડીયારા વીગેરે મિત્રોની પણુ મદદ મેળવો. અને તેમ કરી પબ્લીકને ઉપકાર તળે દાબી મારો. શબ્દોથી નહિ પણુ કર્તબ્યોથી કરી બતાવો.

તમો જો આવા ચેલેન્જને એકલે પંડે હોવાથી ન પહોંચી શકતા હો તો, જરૂર બીજો માર્ગ ગ્રહણ કરશો અને તમારા પ્રથમના કોઇપણ ઇમામોએ આવી ફીલસુફી તથા મંતક બતાવી હોય, તેવા પુસ્તકોના નામો બતાવો. અથર્વવેદમાં હોય તો, તેના વિભાગનું પણ નામ આપો એટલે અમો તેમાંથી લઇને પબ્લીક સમક્ષ રજુ કરીએ અને કોઇને પણ સાદા તથા ભોળા ન રહેવા દઇએ. આવું પુસ્તક અરબી, ફારસી કે કોઇપણ ભાષામાં હશે તો ચલાવી લેવામાં આવશે. અમો તેનો તરજુમો કરી કોમ સમક્ષ રજુ કરી શકીશું.

વ્હાલા બેરાદર ! તમો એટલું તો જરૂર કબુલ કરશો કે, હજરત અલીને ખુદા કહેવા જોઇએ અથવા તો વલી અલ્લાહ એમાંથી એક વાત ખરી હોવી જોઇએ. બંને વાત ખરી હોઇ શકે નહિ. આગા સાહેબના જવાબમાં આ બાબ તતું સ્પષ્ટિકરણ નથી. તેમજ તમોએ પણ જે ટીકા કીધી તે ટીકામાં તેમાં તેની ચોખવટ નજ કીધી. તો હવે જાગ્યા ત્યાંથીજ સવાર ગણી ખુલાસો કરશો કે, એમાંથી કઇ વાત ખરી અને કઈ ખોટી ? હઝરત અલીને ખુદા કહે તે ઇમાનદાર ગણાય કે વલી અલ્લાહ કહે તે ? તમો પોતે જ્યારે હજરત અલીને વલીઅલ્લાહ કહેતા હતા ત્યારે ઇમાનદાર ગણાતા હતા કે હમણાં ખુદા કહીને ? કઇ બાબતની માન્યતા રાખનાર ખરી માન્યતાવાળો અને કઈ બાબતની મા-

ન્યતા રાખનાર ગલત માન્યતાવાળો ગણાય? તમો પોતે હજરત અલીને અલ્લાહ જણાવો છો જયારે તમારા પીતા તથા ભાઇઓ વલી અલ્લાહ કહે છે, તો તમો કોને હકપર અને કોને ગેર હકપર માનો છો? એમાંથી કઇ માન્યતા-વાળો સ્વર્ગનો અધિકારી ગણાય? અને "તમારે તમારા એતેકાદ પ્રમાણે ચાલવું" એવા જવાબથી ઉડાવનારો જવાબ આપવામાં આવ્યાનું અનુમાન થાય છે કે, તે પોતાના એતકાદ પ્રમાણે માને તે પણ હક પરજ ગણાય? જો આ જવાબ ઉડાવનારો ન હોય તો, આપની ફીલસુફી તથા મંતક વાપરી તેની ખુબી જણાવી હિદાયતના સાધનરૂપને સ્પષ્ટ સમજાવશો: અને તેમાં કઇ કઇ જાતની હીકમતો ભરેલી છે તે ક્રમવાર જણાવી લોકોના વિચારો દુરસ્ત કર-વાનું સવાબ હાસલ કરશો. પણ એટલું તો જરૂર યાદ કરી લેજો, બલ્કે તમારા મંતકના ફંદથી ભરેલા ભેજામાં નોંધી રાખજો કે, તમો પણ ઉડાવનારો જવાબ આપતા નહિ.

બેરાદર! આપના ફીલસુફી ભરેલા મગજને જરા હુરીના માંડવાથી બહાર કાઢી અને બે ઘડી જાપ જપવાનું મોકુફ રાખી, એટલું તો જણાવશો કે, આપે ઇસલામને એવો તે કેવો માની લીધો છે કે, તેની ચારે પાયરીઓમાં એકજ વસ્તુને જુદા જુદા એક બીજાથી વિરૂદ્ધ માની લે-વામાં આવી છે. હજરત અલીને શરીયતવાળા વલીઅલ્લાહ માને જ્યારે મારેફતવાળા ખુદા માને! જો મારેફતવાળાની

વાત ખરી માનીએ તો શરીયતવાળાની વાત ખોટી ઠરે અને જો શરીયતવાળાની વાત ખરી માનીએ તો મારફતવાળા ખોટા ઠરે. વળી તરીકત તથા હકીકત નામની વચગાળેની બે પાયરીઓવાળા હજરત અલીને શું ગાને ? વલ્લી અલ્લાહ કે સહી અલ્લ.! અથવા તો કોઇ આધા તીતર આધા બટેર વાળો રસ્તો ફીલસુરી તથા મંતકથી ઉભો કરવામાં આવ્યો છે ? ખુદાતાલા આગળ બે બંદાઓ એવા રજુ થાય કે, જેમ.નો એક હજરત અલીને વલ્લીઅલ્લાહ અને બીજો સહીઅલ્લા કહેતો હોય તો, ખુદા કયા બંદાને હક પર ગણી જન્નતમાં દાખલ કરશે અને કયાને તેનાથી બે નસીબ રાખશે ?

વળી શરીયત, તરીકત, હકીકત તથા મારેફત એવી ચાર પાયરીઓ ગણનારા તથા માનનારા ખાસ સુરી ટોળાંના લાખો બલ્કે કરોડો લોકો જગત પર આબાદ છે. જેમાં એવા એવા વિદ્વાનો પડેલા છે કે, જે ડંકાની ચોટે કહે છે કે શરીયત, તરીકત, હકીકત તથા મારેફત દરેકમાં હજરત અલીને વલી સુલ્લાહ કહેવાનું બાજબી છે. જો તમોને વધુ ખાત્રી કરવી હોય તો " ઓલ ઇન્ડીઆ સુરી કોન્ફરન્સ " ના સેક્રેટરી તથા દીલ્લીની પ્રખ્યાત ખ્વાજા નિઝામુદીન ઓલીઆની દરગાહના સજ્જાદાનશીન તથા પ્રખ્યાત સુરી માસિક "નિઝામ-ઉલ-મશાયેખ " ના મુખ્ય તંત્રી તથા એક ઉર્દુના જબરદસ્ત ઇનશા પરદાઝ લેખક ખ્વાજા હસન નિઝામી સાહેબનેજ લખીને પુછાવો.

વળી નામદાર આગા સાહેબ જવાબમાં વાસ્તવિક રીતે હજરત અલીને ખુદા કહેવા કે વલીઅલ્લાહ કહેવા તે બાબતની સફાઇ તો કરતાજ નથી, એટલે કે પોતાની તે સબંધમાં શું માન્યતા છે તેનું નામ પાડતા નથી અને તે ઉપરથી તેઓ હજરત અલીને ખુદા કહે છે એમ સિદ્ધ થતું નથી. અને તમો માત્ર પોતા તરફથી તેમના પર આવી માન્યતા થોપવા લાગી ગયા છો કેમકે તેઓ સાહેબે "બાહરે રેહમત" નામની પોતાના ફરમાનની બુકમાં માં હઝરત અલીને ખુદા કહેવાથી ખુલ્લી રીતે ઇનકાર કીધો છે અને તેઓને ખુદાના બંદા માન્યા છે તો પછી તમો જે કહો છો તે ખરૂં માનીએ કે નામદાર આગા સાહેબ જે ફરમાવે તે! અમોને તો નામદાર આગા સાહેબ પ્રત્યે પૂર્ણ વિશ્વાસ છે અને તેમની સીધી રજુ થએલી વાતને તમારા જેવાની તેમના પર થોપવાની વાત કરતાં વધુ વજન આપીએ છીએ. માટે આ બાબતમાં પણ જરૂર ચોખવટ કરજો.

તમે લખો છો કે "જ્યાં સુધી જે કોઇ મારફતને પહોંચ્યો ન હોય તો ત્યાં" સુધી હ. અલીને ખુદા કહેવું, હાજર ઇમામ નામદાર આગાખાનના ફરમાન મુજબ કાફરપણું છે." "આ રીતે હાજર ઇમામ નામદાર આગાખાનના પહેલા જવાબની મહાન હીકમત અને ખુબી તેના જાણનારને વિશાળ સમજ સાથે સંપૂર્ણ હિદાયત કરનારી છે." તો અમો પુછીએ છીએ કે નામદાર આગા સાહેબે

જવાબમાં એવું તે કયાં કહ્યું છે કે, હજરત અલીને વલી અલ્લા કહેનાર કાફર ગણાય અને જો તેમજ હોય તો મારેફતને પહોંચેલો હઝરત અલીને વલી અલ્લા કહે તો તે પણ કાફરજ ગણાય ! નામદાર આગા સાહેબે પોતાના જવાબમાં તો તેમજ કહ્યું નથી. બલ્કે હઝરત અલીને ખુદા કહેનાર કાફર છે એમ સ્પષ્ટ જણાવેલું છે. માટે જરા જવાબ ફરીથી વાંચી જુઓ અને "મહાન ખુબી તથા હીકમત" ને જરા સ્પષ્ટ સમજાવો; કેમકે તેમાં આવી બાબત સમાયાનો તમો માત્ર દાવો કરો છો. નામદાર આગા સાહેબનો તો તેવો દાવોજ નથી. તેઓ બાપડા તો હઝરત અલીને ખુદા કહેનારને કાફર ખુલ્લા શબ્દોમાં વર્ણવે છે. હવે અમારે નામદાર આગા સાહેબની વાતને માનવી કે તમારી !

સુલેમાન વાલજીને જે જવાબ આપવામાં આવ્યો છે તેમાં તેને ઇલ્મે ફીલસુફી તથા ઇલ્મે મંતક શીખવું જોઇએ કહી ઉડાવી દેવામાં આવ્યો છે. નહિતર ઇસલામનો તવહીદનો મસલો સમજાવવામાં ફીલસુફી તથા મંતકને વચમાં લાવવાની કાંઇ જરૂર હોય નહિ. હજરત પેગંબર સાહેબે અર્બસ્તાનની જાહીલ કોમમાં પ્રથમ તવહીદનો ઉપદેશ કીધો. લાખો લોકોએ તે માટે ખુલાસો માગ્યો. તે દરેકનો આપવામાં આવ્યો. પછીના નાયબે રસુલોએ પણ એજ માર્ગપર પોતાનું મીશનરી કાર્ય બજાવ્યું. પરંતુ કોઇને પણ તે સમજ-

વામાં ફીલસુફી તથા મંતક શીખવું જોઇએ તેમ જણાવ્યું નહિ. ઇસલામ એક સાદો તથા સરળ મઝહબ છે. અજ્ઞાનથી તે આલીમ સુધીને માટે તેના ફરમાનો બહુજ સરળતાથી સમજાવી શકાય છે. આજે આગા સાહેબના મુરીદોમાં ઘણી સંખ્યા એવી છે કે જેણે ફીલસુફી તથા મંતકના શબ્દો વટીક સાંભળ્યા નથી. અલી અ૦ ને વલીઅલ્લા કહેવા કે સહી અલ્લા કહેવાના સવાલના જવાબમાં ફીલસુફી તથા મંતક શીખોને આવો એમ કહેવું એ જવાબ આપવાની અશકિત જાહેર કરે છે. અને વળી ખુબી તો એ છે કે, તેમના મુરીદોમાં આવી બાબતની ફીલસુફી તથા મંતક વિશે કશું પણ જ્ઞાન નથી. અમો પ્રથમ જણાવી ગયા તેમ તેવા હજારોના પરિચયમાં અમો આવી ગયા છીએ જેમાં જમાતના મુખ્ય કારભારીઓ વટીક આવી ગયા, જે આખડા ફીલસુફીના ગંધબરેડાથી માઇલો દુર હતા. જેઓ સરકારના માનપાન તથા ચાંદો મેળવેલા તેઓ તો હજરત અલીને અલ્લા કેહવાની માન્યતાને હંબક જણાવી હસી કાઢતા હતા. અને વલીઅલ્લાની માન્યતાપર મુસ્તકીમ હતા. અમો અમારા મિત્રને ચેલેન્જ કરીએ છીએ કે, તેઓ પોતાની જમાતના કેળવાયલા તથા માન ચાંદ પામેલા, કે જેમના માટે પોતાની જમાતમાં તેવા માણસો હોવાને મગરૂરી બતાવવામાં આવે છે તેવાના થોડાક નામોની ટીપ રજુ કરવામાં આવે કે, જેઓ ફીલસુફી તથા ફલ્સે મંતક શીખીને અલી વલીઅલ્લાની

માન્યતા તજી સહીઅલ્લાની માન્યતા પર આવ્યા હોય. અમોને અનુભવ છે અને વળી યકીને કામેલ છે કે તેવો એક પણ કેળવાયલો મેમ્બર તેઓ રજુ કરી શકશે નહિ પણ માત્ર ફીલસુફી તથા ઇલ્મે મંતકની ડીગ્રીથી માઇલો દુર વસનારા આમજી ભામજીની હરોળમાં ઉભા રહી શકે તેવા રજુ થઇ શકે. આવા માણસોના લીષ્ટની કાંઇ જરૂર નથી. મીશનરી તલફશી લવજી જેવાને અમોએ સરકારી કોર્ટમાં બહુજ કસી જોયા છે જ્યાં તેમના ઇલ્મ ફીલસુફી તથા ઇલ્મે મંતક (બધુ ધાપેધાપ) ની કલાઇ ખુલી જવા પામી છે. પણ જો અમારા મિત્ર પોતાની જમાતના કેળ-વાયલા હજરત અલી અ૦ ને વલીઅલ્લા કહેનારાનું લીષ્ટ માગતા હોય તો, અમો તેની લંબાણ હારમાળા આપી શકીએ છીએ. વળી જો તેઓ ખોજાઓ અસલથી અલી અલ્લા માનતા આવ્યા છે એમ કહેવાની હસી કાઢવા જેવી જીદ કરતા હોય તો, તેવાં હજારો હજારોના નામોથી તેઓ જાણીતા છે. ખુદ પોતાના માતપીતા તથા ભાઇભાંડુઓ પણ એજ માળામાં પરોવાયલા છે. મતલબ કે અમારા મિત્રનો ફીલસુફી તથા મંતક બતાવવાનો ડોળ ઢમઢોલ માંહે પોલ કરતાં કાંઇપણુ વધુ હેસીયત ધરાવતો નથી.

મરહુમ આગા હસનઅલી શાહે કીતાબો નામે “ કનઝલ મસાયલ ” તથા “ મનહાજુર રીશાદ ” છપાવી છે તેમાં “ ખુદા એક, ઇમામ બાર, તેરમો ઇમામ નથી અને કોઈ

કહે તો તે કાફર છે." જણાવેલું છે જે કીતાબો અમોએ પોતે પણ જોઇ છે. જવાબમાં એમ જણાવવામાં આવ્યું કે "ઇરાનમાં ઇસનાઅશરીનું જોર હતું, તેથી તેને કહેવામાં આવ્યું જે કીતાબ તું હાથે બનાવીને છપાવ, તો ઠીક, નહિતર જાન જશે. માટે તકીઓ રાખી છપાવી, તો તેથી શું થયું ? " અલબત્તા ઇરાનમાં ઇસનાઅશરીઓનું જોર હતું અને આજે પણ છે: પરંતુ તેઓ કોઇ પણ પર ધર્મવાળા પર લેશ માત્ર પણ જુલમ કરતા નહિ હતા. લાખો પરધર્મના લોકો તે વખતે પણ ઇરાનમાં વસ્તા હતા. અને આજે પણ વસે છે. પરંતુ તેમનાપર કશો પણ જુલમ કરવામાં આવ્યો નથી અને આવતો નથી. બલ્કે આગા સાહેબ તો જુલમનો સ્વપને પણ વિચાર જણાવી શકે તેમ નથી, કેમકે જુલમની વાત તો એક તરફ રહી, પણ ઇનસાફે આગા સાહેબને નેહાલ કરી નાંખેલ છે. આગા હસનઅલીના પીતાને કોઇએ મારી નાંખ્યા, તે માટે સંખ્યા બંધ માણસોને પકડી ખુદ ત્યાંના શાહે સજાઓ કીધી અને મારી નાંખવામાં ખુદ શાહના પુત્રનો હાથ હતો એમ શાહને કાને વાત જવાથી શાહ ખુદ પોતાના શાહજાદાને ખંજર લઇ જાનથી મારી નાંખવાને દોડયા અને ઘણીજ મુશકેલીથી પોતાના ગુસ્સાને સમાવી શકયા. આવી રીતનો નવશેરવાન આદીલના ઇન્સાફને પણ શરમાવી આપે તેવો ન્યાય આપીને પણ શાહ સંતોષ પામ્યા નહિ અને આગા હસનઅલી

શાહને પોતાની ખુબસુરત બેટી આપી દામાદ બનાવ્યા. અને લાખોની મીલકત આપવા ઉપરાંત કેટલાક પરગણાઓ ગીરાસમાં આપ્યા. અને આગા સાહેબને પ્રથમ સુકી રોટી તથા છાશ માટે પણ મોહતાજ હતા તેને કોથળા પરથી ઉઠાડી બાદશાહી સીંહાસન ઉપર બેસાડી આપ્યા આ સઘળી કયુલાત તથા હકીકત ખુદ આગા હસનઅલી શાહે પોતાને હાથે "ઇબરતે અફ્જા" નામના પુસ્તકમાં છપાવી છે અને તે હેવાલ બોજા તવારીખોમા સઘળે સોનેરી અક્ષરોએ છપાઇ છે. ઇબરતે અફ્જા પૃષ્ટ ૪–૫ માં લખ્યું છે કે,

"બાદશાહનો દીકરો જેના સ્વાધિનમાં કુલ્લે બાદશાહી અખ્તેયાર હતો, તેણે એવોના ઉપરે જુલમ કરવામાં ભાગ લીધો હતો, તેના ઉપરે બાદશાહ ગુસ્સે થઇને કમર માંહેથી છરી કાઢી, હુમલો કરી પોતાની જગો પરથી ઉઠી ઉભા થયા અને ઘણાજ ગુસ્સાથી તેને ઝુનઝુલાવીને ફરમાવ્યું કે ચાર પાંચ ખરાબ ગામડાઓ કે જે આગા માહમદખાન બાદશાહે કીરમાનની મીલકત પેટે એવણને આપ્યા હતા તે ઉપરે તેં કયા હુકમ અને જોરથી તેમાં દખલ કરવાની બેઅદબી કરી. એ બાબતમાં અગર જો વાલેદ મરહુમે તેની ખતા બક્ષાવવાની સીફારસ નહિ કરી હતે તો, અલબતે ઝીલ્લે સુલતાન ઉપર મોટો સદમો આવી પડતે બાદશાહી અદલે અમોને જે કાંઇ નુકશાન થયું હતું તેના ઇલાજના બાબમાં તથા અમારા ઉપર જે વરસો, મહિનાઓ,

દહાડાઓ તથા ઘડીઓમાં જે કાંઇ દુઃખ ગુજર્યાં હતા ને જે કાંઇ બીગાડો થયો હતો તેને સુધારવામાં મોટી મદદ કરી. એટલુંજ નહિ પણ બુઝુર્ગીની પ્રકૃતિ તથા લાજમની મહેરબાનીઓ અખ્તેયાર કરવાથી દીલની ખુશીની સાથે સગપણની દોરી હલાવી, યાને પોતાની માનવંતી છોકરીને આએ દરવેશ નાતવાન સાથે પરણાવવાનો બોજો વાલેદ મરહુમ ઉપરે નાંખ્યો ત્યારે વાલેદ મરહુમે આ ખાસ ઇબારતની સાથે ઉજર વાલ્યો જે, ફકીરી મેદાનમાં બાદશાહી ખેમાઓ ઉભા કરવાને શું ઘટારત રાખે છે ને વળી જરૂર કરીને આવા બગડેલા વખતમાં મગર બાદશાહના ઝમીરે આફ્તાબ દીલમાં એ વિચારે એવો તો મુકામ કર્યો હતો કે, લગનના ખરચ વાસ્તે તેત્રીશ હજાર તુમન નગદ એટલે એક લાખને પંદર હજાર રૂપીઆ નગદ બાદશાહી ખજાના માંહેથી ઇનામ કર્યા અને આએ ફકીરને તમામ જાહેરત ખલકતમાં દામાદીથી સર અફરાઝ કર્યો અને પોતાની હયાતી સુધીમાં બાહારી ઇજ્જતને હુરમતની રખવાલી બીજા મોટા મોટા શાહજાદાઓ કરતાં વધારે રાખતા હતા અને મોટાઓ તથા નાનાઓની બાબતમાં મારી સીફારસ કબુલ કરતા, એટલુંજ નહિ બલ્કે ઘણી મજલીસોમાં મારા સગપણ વિશે ફખર બયાન કરતા હતા અલ્લાહ તેઓને જન્નતના દરવાજાઓમાં મુકામ કરે.” ( ઇબરતે અફ્જા પૃષ્ટ ૪–૫ )

જો ઇરાનમાં ઇસનાઅશરીઓનો જુલમ હોય તો, શું આવો ઇનસાફ આગા સાહેબ કદી મેળવી શકતા હતા ?

અને કોથળાપરથી ઉઠી સીંહાસન ઉપર બીરાજમાન થઈ શકતા હતા ? અને ખુદ શાહના દામાદ થઇ શકતા હતા ? અને પોતાને એક ખુણાના ગુમનામ કીનારાથી કાઢી નામવરીના મેદાનમાં લાવી શકતા હતા ? આવી સ્થિતિ વચ્ચે એમ કયા મુખથી કહી શકાય કે ઇરાનમાં એવા ઇસનાઅશરીઓ હતા કે જેમણે આગા સાહેબને " ખુદા એક, ઇમામ બાર તેરમો ઇમામ નથી. અને કોઈ કહે તો તે કાફર છે " એમ હાથે લખીને છપાવવાની ફરજ પાડી ? વળી આવી રીતે કોના તરફથી કયારે ફરજ પાડવામાં આવી તે વિશેના કશો પણ આધાર કે પુરાવો નહિ એ શું સુચવે છે ? જે ઇસનાઅશરીઓના થોકેથોક ઉપકાર તથા એહસાનમાં દબાયલા, એમ કહે કે અમારાપર " ખુદા એક, ઇમામ બાર–તેરમો ઇમામ નથી અને કોઇ કહે તો તે કાફર છે." એમકુલખીને છપાવવાની એમણે ફરજ પાડીએ અચરજ પમાડનારી બાબત છે. મુંબઇમાં હજુ પણ કેટલાક વૃદ્ધો એવા હયાત છે કે જેઓએ નજરોનજર આગા હસન અલીશાહને મોગલોની મસજીદમાં નીમાજ પડતા તથા બાર ઇમામ–ચઉદ માસુમના નામ સાથે આમાલ કરતા જોયા છે. અને તેમના વખતમાં અને તેમનાજ ઉત્તેજનથી " ગુલામ હુસેન છાપખાના " માં " બાર ઇમામ ચઉદ માસુમ " ની માન્યતાવાળું ખોજા મઝહબી સાહિત્ય પ્રગટ થયું છે જેની હજારો કોપીઓ હજુ પણ લોકો પાસે મોજુદ છે.

મુંબઇના જમાતખાનામાં રમજાનની તા. ૧૯-૨૧-૨૩ મી રાત્રીએ શબેકદરના આમાલ ખુદ આગા સાહેબ કરાવતા હતા. તેમાં ખુદ આગા સાહેબ બાર ઇમામોના નામો દરેક નામ દસ દસ વખત માથાપર કુરાન રાખીને પઢાવતા હતા. તે વાત ખુદ તેઓએ જવાબમાં કબુલ રાખી છે અને એમ કહ્યું છે કે " તે ( ઇસનાઅશરીઓના સાતમા ઇમામ મુસા કાઝમ ) અમારા ભાયાત થાય અલબત અમારે તેને યાદ કરવા જોઇએ " એમ કહી વધુ ભાર આપી જણાવ્યું કે " શું અમો તમારા ખોજા સારૂ તેને યાદ ન કરીએ ? અને ન યાદ કરીએ તો તે શા માટે ? " આવી રીતના ભાર આપીને કરેલા ઇકરારને મી. વરતેજી ગલત સાબેત કરવા મથે એ કાંઇ ઓછી નવાઇ જણાય નહિ મી. વરતેજી તમો કેવી રીતે એમ કહેવાને લપસી પડયા કે, રમજાનની તા. ૧૯-૨૧-૨૩ મી રાત્રીએ મુંબઇના જમાતખાનામાં આગા સાહેબ શબે કદરના આમાલ કરાવતી વખતે પંજેતનનાજ નામો લેતા હતા ? અમે પુછીએ છીએ કે, આજે મુંબઇના જમાતખાનામાં રમજાનની તા. ૧૯-૨૧-૨૩ ની રાત્રીએ શબેકદરના આમાલમાં શું માત્ર પંજેતન પાકનાજ નામ લેવામાં આવે છે ? જો તેમજ હોય તો તે આમાલોને જરા જણાવી આપશો કે જેથી, ખુદ તમારાજ મંડળના લોકો તમારી ઇબારતને તોળી જુએ અને તેના ટકા આંકી જુએ.

" ઇબરતે અફજા " નો એ ફકરો " જે જાફરી મજ-

હજને હાલમાં લોકો શાહ ઇસમાઇલ શફવીથી નીસબત આપ્યા કરે છે. હું તે ખાનદાનમાંથી બાકી રહયો છું." આપી તમારૂં એમ જણાવવુ કે આગા હસનઅલીશાહે તકીયો તજી "ઇસનાઅશરી ઇતકાદની બાબતને મનસુખ કરી છે" અથવા તો અગાઉના કોઇ પણ જાહેર દેખાવની બાતીની સત્યતા ખોલી જોવા ભલામણ કરે છે કે, જાફરી મઝહબનો રીવાજ ચાલુ કરનાર શાહ ઇસમાઇલિના વંશનો હું કુરઆનને હદીસુસ સકેલેન મુજબે બાકી રહેલો ઇસમાઇલી ઇમામ છું" નો પોતા તરફનો ફકરો આપી, તેની મતલબ ઉપર લપસી જવાની જુદી તથા કપોળ કલ્પિત નેમમાં સત્ય દલીલોની હાજરી વચ્ચે ફાવી શકો એ બની શકે નહિ. ઇજરતે અફજલનો તમોએ જે ફકરો આપ્યો છે તે તો ઇરાનમાં ઇસનાઅશરી મઝહબનો રીવાઝ આપનાર ઇસમાઇલી શફવી માટેનો છે. આ શાહ ઇસમાઇલ શફવી વંશના ઇરાનના ઇસનાઅશરી શાહો માંનો પહેલો તથા મુખ્ય છે તેની ઓલાદમાંથી પોતે હોવાને જણાવ્યું છે. વળી તમોએ આપેલા ફકરામાં "જાફરી મઝહબ" લખેલું છે અને જાફરી મઝહબ તે ઇસનાઅશરી મઝહબનું બીજું નામ ગણાય છે અને ઇસમાઇલી મઝહબનું નામ કદી પણ જાફરી રાખવામાં આવ્યું હોય તેવું તમો પણ કદી સાબેત કરી શકશો નહિ. વળી ઇજરતે અફજલનો જે ફકરો આપ્યો છે તે તદન અધુરો અને તેના મુખ્ય વિચારને ઢાંકી દે તેવો આપ્યો છે આ ફકરો પુરો નિચે પ્રમાણે છે.

"જાફરી મજહબને હાલમાં લોકો શાહ ઇસ્માઇલ તર-
"ફથી નીસબત આપ્યા કરે છે (યાને જે હાલ ઘણા
"એક અજાણુયા લોકો કહે છે. :" જાફરી મજહબને
"બારે ઇમામના કાનુન પર" શાહ ઇસમાઇલ સફવીએ
"રીવાજ આપેલો છે, પણ નહિ ઉપલા બાદશાહી વ
"હુસેની ખાનદાને રેવાજ આપેલો છે તે વાત ખરી છે
"હું તે ખાનદાનમાંથી બાકી રહ્યો છું. જો જોનારાઓ
"વિચારે અને ઉંડી નજર નાંખે તો જાણે."

નામદાર આગાસાહેબના સગાં સંબંધીઓ ફરી ગયાં અથવા તેઃ ગુમરાહ થઇ ગયાં" એમ કહેવું એ સત્ય વાતને તોડી પાડવાથી ઓછી જવાબદારીનું કામ નથી. નામદાર આગાસાહેબના બધાં સગાંઓ "ઇસનાઅશરી" છે, હાજી બીબી વાળા કેસમા "લેડી અલીશાહ" યાને હાલના નામદાર આગા સાહેબના માતુશ્રી, જેમને ખોજાઓ માતા સલામતના નામથી ઓળખે છે તથા નામદાર આગા સાહેબના ધર્મ પત્ની "શમ્શુલ મુલ્ક" મુંબઇ હાઇ કોર્ટમાં સાક્ષી આપતાં પોતાને "ઇસનાઅશરી" જણાવેલ છે. નામદાર આગાસાહેબના સસરા તે બીબી શમ્શુલ મુલ્કના પીતા મરહુમ આગા જંગીશાહ જે નામદાર આગા સાહેબના કાકા પણ થાય છે તે "ઇસના અશરી" હોવાનું તેમના છપાયેલા રીસાલાથી સાબેત છે તો એ રીતે નામદાર આગાસાહેબનાં સંબંધીઓને "ફરી ગયા" નથા

"ગુમરાહ" થઇ ગયા એમ કહી તમોએ ગુનાહે અઝીમનું ખેતર ખેડયું છે. અને નામદાર આગા સાહેબ પર અટલ બોહતાન સમાન છે. આ ઉપરથી અમારા મિત્રે "કોણુ કહેછે રાંધીનો ધાં" કહી પોતાનીજ ગરદનમાં તોક પહેરી લીધો છે. આ રીતે નામદાર આગા સાહેબના સંબંધીઓનું અપમાન કરવા માટે અમોને બહુ લાગી આવે છે.

ઇસલામ તથા ઇસલામના બાનીઓને કલંક લગાડનારી મોજીઝા સંબંધેની અમારા મિત્ર મી૦ વરતેજીની ખુબી ન વગોવાય એમ મને લાગતું નથી.

તેઓ લખે છે કેઃ—

" મોઝીઝો જોઇ ઇમાન લાવવું, એ એક જહાલતનો " હિસાબ છે "

ખુદાતાલાએ સઘળા પેગમ્બરોને પેગંબરીના એક પુરાવા તરીકે મોજીઝા આપ્યાની વાત ઇસલામની સઘળી કીતાબોમાં મોજુદ છે. સઘળા મુસલમાનોને અઝબર છે. હજરત સાલેહની ઉંટણીનો મોજીઝો, હઝરત મુસાનો યદે બેઝા તથા અસાનો મોજીઝો, હઝરત ઇબ્રાહીમનો અગ્નિમાં નહિ બળવાનો, હજરત સુલેમાનનો રથ હવામાં ઉડવાનો હજરત ઇસા મસીહનો મુરદા સજીવન કરવાનો હઝરત મોહંમદ મુસ્તફા સ૦ નો શકકુલ કમરનો તથા બીજા સંખ્યાબંધ મોજીઝાનો હેવાલ કુરાને મજીદ તથા પ્રથમની આસમાની કીતાબમાં ભરેલો છે. આવા હેવાલને માટે એમ કહેવું કે

"મોજીઝો જોઇ ઇમાન લાવવું એ એક જહાલતનો હિસાબ છે" એ ખુદ તેવું કહેનારની જહાલત પુરવાર કરે છે.

વહાલા બેરાદર! તમો મોજીઝો જોઇ ઇમાન લાવવાની વાતને જહાલતનો હિસાબ જણાવો છો, તો તેથી તમો એમ કહેવા માંગો છો કે, મોજીઝો જોઇ ઇમાન લાવે તે તે જાહીલ ગણાય. તો મોજીઝો દેખાડનારને તમો શું કહો છો તેનો જરા પોતાના ગીરેબાનમાં મુખ નાંખી વિચાર કરો. ખુદાતાલાએ પોતાના પેગંબરોને મોજીઝા આપ્યા હતા તે તો તમો કુરાનેમજીદની આયાતો ટાંકી બતાવી સાબીત કરો છો, તો પછી ખુદાતાલાએ તેવી જહાલતના હિસાબને ઉતપન્ન કરનારી વસ્તુ પોતાના પૈગંબરોને અર્પણ કીધી છે તો શું (તાઉઝો બીલ્લાહ) તમો ખુદા તથા તેના પેગંબરને જાહીલ જણાવી પોતાની જહાલત પર મોહોર છાપ કરાવો છો! તમો સારી પેઠે યાદ રાખજો અને મલાહેદાપણાના વિચારોને તજી સમજી લેજો કે, ખુદાતાલાનું કોઇપણ કામ હીકમત તથા સચ્ચાઇથી ખાલી નથી. અને મોજીઝા અર્પણ કરવા એ તેની મહાન હીકમતમાં શુમાર થાય છે. શાયદ કે તમો નેચરી થઇ ગયા છો અને તેથીજ તેના નીશામાં પોતાની લાકડીના રામઝુંકો ફુંકો છો. વળી એ પણ શું તમો ભુલી ગયા કે, પેગંબરોનું કોઇ પણ કાર્ય ખુદાતાલાની મરજી વિરૂદ્ધનું તથા તેની આજ્ઞા વિરૂદ્ધનું હોતું નથી. બલ્કે તે જે કાંઇ

કહે છે તથા કરે છે તે ખુદાતાલાની આજ્ઞાથીજ કરે છે તો પછી શું તેઓએ લોકો જહાલતના હિસાબમાં દાખલ થાય તેવા મોજીઝા દેખાડનાર વર્તન ચલાવી? નઉઝો બીલ્લાહ પેગંબરો તથા ઇમામોએ મોજીઝા દેખાડી શું જહાલતના હિસાબમાં ઇમાન લાવનારાઓ ઉભા કીધા ? અથવા તો તેવા વર્ગની ભરતી માટે કોશીશ કીધી એમ કહો તમોએ પોતાના ઇમાનને ધોઇ નાખ્યું છે. માટે તમોને સલાહ આપવાની જરૂર છે કે ગુસલ ઉતારી તહારતથી જાંમે મસજીદમાં જઇ નવેસરથી કલમો પઢી મુસલમાન થાઓ. અરે શું તમો તમારા સતપંથ શાસ્ત્રને પણ ભુલી ગયા કે, તેમાં મોજીઝા દેખાડીને મુસલમાન બનાવ્યાની વાતો ઠામેઠામ લખી છે. પીર શમશે તો રૂંચના બાદશાહના છોકરાને મરી ગયા પછી જીવતો કીધો હતો. અને સુરજને સવાનેજાપર બોલાવી તેની ગરમીથી માછલી શેકી પોતાની ભુખ મટાડી હતિ. અમો તે સતપંથ શાસ્ત્રનું એક પણ પુસ્તક એવું નથી જોતા કે જેમાં મોજીઝાની વાત ન જણાવી હોય બલ્કે પીરોએ વટીક મોજીઝા દેખાડી લોકોને ઇસલામમાં લીધાછે. તમારા ગોકીયા લોકોએ, હમણા કે પહેલાં, જે જે સતપંથની હિમાયત કરવામાં ચોપડીઓ રચી છે તેને જરા જોઇ. જાઓ વળી તેને મૌલાઅલી તથા પેગંબર સાહેબના મોજીઝાના લખાણુથી ભરપુર જોઈ, ગેરતથી કામ લેશો અને વળી જ્યારે તેવાં પુસ્તકો છાપવાની તમારી જ-

માતની મુખ્ય મંડળીએ પરવાનગી આપી જોશો ત્યારે તમોને ધાશકો પડયા વિના રહેશે નહી. આવી સ્થીત વચ્ચે તમોને એમ જણાવવું કેમ સુઝયું કે "મોજીઝો જોઇને ઇમાન લાવવું એ એક જહાલતનો હિસાબ છે! આવું હડહડતું જુઠાણું! અને તે પણ છાપરે ચઢીને!!

જે તે પેગંબરના સમયમાં લોકોએ તેઓની પાસે મોજીઝા માગ્યા હતા અને તેઓને તે આપવામાં આવ્યા હતા. તેવીજ રીતે કોઇ પણ અજાણ્યા માણસે, તેમને એવી વાત કહી હોતી જોઇએ કે નામદાર આગાસાહેબ ઇમામ છે તેથી ખાત્રી કરવા માટે અથવા તો જો તે વાત તેવીજ હોય તો, તે જાણી તે પર ઇતબાર લાવવાને મી. સુલેમાન વાલજીએ " આપ ઇમામ છો તો અમોને મોઅજીઝો દેખાડો અને તે પણ ફકત એકજ " પણ મી. સુલેમાન વાલજી પોતાનો હેતુ પાર પાડવામાં નિષ્ફળ નીવડયા અને આગા સાહેબે માત્ર"મોઅજીઝો તો રસુલ દેખાડતા હતા. હું કાંઇ રસુલ નથી" કહી ચોખવટ જણાવી, કે મોઅજીઝો તો રસુલ દેખાડે, હું કાંઈ રસુલ નથી. મી. સુલેમાન વાલજીની એવી માન્યતા હતી કે જે ઇમામ હોય તે મોઅજીઝો દેખાડતા હતા અને " ઇમામ જાફર સાદકે ઘણા મોઅજીઝા દેખાડેલ છે " એમ જમાતમાં પડાતા કીસ્સાના હવાલાથી રજુ કરયું છે. પણ આગા સાહેબનો જવાબ એ છે કે ઇમામ હોય તે મોજીઝા ધરાવે નહિ. જયારે સુલેમાન વાલજીએ ઇમામ મોઅજીઝા બતાવતા

હતા અને ઇમામ જાફર સાદકે ઘણા મોઅજીઝા દેખાડયા હતા એમ જવાબ આપ્યો, ત્યારે નામદાર આગા સાહેબે કબુલાત આપી, કે હું મોઅજીઝો દેખાડી શકું છું અને તેથી પોતાના પ્રથમના જવાબને રદ કરી ખુલાસો કર્યો કે, ઇમામ મોઅજીઝા દેખાડી શકે છે, પણ પોતે મોઅજીઝા દેખાડવાની શા કારણથી ના પાડે છે તે માટેનો માત્ર ખુલાસો ઘણીજ સફાઇથી કરે છે અને પોતાની ઇમામતના પાવરથી ઇલ્મે મંતક તથા માઅરેફતની રૂએ જવાબ આપે છે કે "તમોને કાંઇ ખબર નથી ખુદા કુરાનમાં ફરમાવે છે કે મેં જન્નત તથા જહન્નમ પેદા કીધી છે અને તે બન્ને ભરાશે, તો હું અગર મોઅજીઝા બતાવું તો, સરવે ઇમાન લાવે અને સઘળા જન્નતમાં જાય અને જહન્નમ ખાલી રહે, તો ખુદાનો કોલ ખોટો ઠરે." આ ઉપરથી નામદાર આગાસાહેબ સુલેમાન વાલજીની ભુલ બતાવે છે કે ખુદાતાલાએ એ વાત નક્કી કરી લીધી છે કે, જન્નત તથા જહન્નમ બન્ને ભરાશે અને તે તે પ્રમાણે ભરાય માટે હું મોઅજીઝા દેખાડી શકતો નથી. જો મોઅજીઝા દેખાડું તો સઘળા લોકો ઇમાન લાવે અને માત્ર જન્નત ભરાય અને દોઝખ ખાલી રહે અને તેથી ખુદાતાલાએ જે બંને ભરાવવાનો ઠરાવ કરી કીધો છે તે ખોટો ઠરે. કે જે ઠરાવ આગાસાહેબ ખોટો ઠરાવવા માગતા નથી. ખુદાતાલાનો કોલ જુઠો નહિ થવા દેવા માટેની કાળજી ઘણીજ વખાણુને પાત્ર છે.

આગાસાહેબના કલામમાં હીકમત ભર્યાનું ઘણુંજ સરસ રીતે સુલેમાન વાલજીને આપેલા એ જવાબથી સાબીત થાય છે કે જેઓ આપને ( આગા સાહેબને ) ખુદા કહે છે " તેઓ નરક ખાય છે " આ જવાબ આપીને પોતાના અજ્ઞાન મુરીદોમાં જે આપને ખુદા માનવાની ગેરસમજુતી દાખલ થઇ ગઇ હતી તેને તોડી પાડી છે અને હિદાયતના સાધનરૂપ તે જવાબને આબાદ બનાવી દીધો છે અને તે માટે સવાલ પુછનારાઓને સંતોષ નહિ થયો હોય એમ અમો માનતા નથી; બલ્કે ખુદ અમો તે માટે નામદાર આગા સાહેબના બાલેબાલ આભારી છીએ. તેમને ખુદાતાલા જઝાએ ખેર આપે કે, બહુજ હક, વાત રજુ કરી આપી છે.

એ વર્ગ પછી મોઅજીઝો બતાવે તો સઘળા લોકો ઇમાન લાવે અને દોઝખ ભરાય નહિ અને તેમ થતાં ખુદાતાલાનો તેને ભરવાનો નિર્ણય ખોટો ઠરે. નામદાર આગાસાહેબે ખુદાતાલાનો કુરાનમાં નિર્ણય છે એમ જે જણાવ્યું છે તેમાં પણ ઘણી હીકમત તથા ખુબી સમાએલી અમો તો માનીએ છીએ અને એકંદર જવાબો ઇલ્મે ફીલસુફી, ઇલ્મે મંતક તથા મારફતથી ભરેલા અને ઇમામતના પાવરથી અપાએલા હોવાનું અમારા મિત્ર મી. વરતેજી અમોને જણાવે છે તે માટે તેમનો પણ અમો ઉપકાર માનીએ છીએ અને તેમના પ્રયાસથી ઘણા સાદા લોકોના ઇમાનો ખરાબ નહિ થવા પામે એમ અમોને જણાય છે અને તેથી મી. વરતેજી પણ

સવાબના ઓછા હકદાર થતા નથી.

હવે અમારે આ રામ કહાણીને વધુ નહિ લંબાવવી જોઇએ. પણ મી. વરતેજી સવાલ પુછનારાઓ ઉપર શાટે નારાજ થયા, તેનું કાંઈ પણ કારણ અમો સમજી શકયા નથી અને તેઓને " મુનાફ્ક " શબ્દથી કેમ યાદ કરી ગયા તે અજબ જેવી બાબત છે. જે લોકો પોતાના પીરો મુરશીદને " હજરત અલી અ૦ ને ખુદા કહેવા કે નહિ " " કેટલાકો અલી અલ્લાહ કહે છે અને કેટલાકો અલીયુન વલીયુલ્લા કહે છે તેથી મુઝાવું પડે છે માટે અમને મારફ્ત બતાવો. " " ઇમામના બારામાં શક છે તો આપ રાજી હોતો ખુલાસો કરશો " વીગેરે વીગેરેના પોતાના મનનું સમાધાન પામે તે માટેના સવાલો પુછે, તેને મુનાફ્ક કેમ કહી શકાય? જો મી. વરતેજી એમ માનતા હોય કે, પુછનારાઓએ તોછડી ભાષા વાપરી હશે અને તેથી મારે ગુસ્સે થવુંજ જોઇએ; તો તે વાતમાં પણ કાંઇ માલ નથી; કેમકે પૂછનારાઓ વિવેક તથા સભ્યતાની પુરતી કાળજી રાખીને પ્રશ્નો પુછતા હતા. આગા સાહેબને કોઈ ઠેકાણે " આપ " શબ્દ સિવાય સંબોધ્યા નથી. " આપની પાસે મ્હારી અરજ છે જે મને ઇમામના બારામાં શક છે તે આપ રાજી હોતો ખુલાસો કરશો. " " જો આપને જવાબ દેવામાં વાંધો હોય તો, હું જબરાઇથી ખુલાસો માગતો નથી " વીગેરે વીગેરે સવાલો વિવેક તથા સભ્યતાની અંતિમ સીમા સૂચીના છે. આ ઉપરથી વાંચક

વાર્ગ જોઇ શકશે કે, સવાલ પુછનારાઓ ઉપર ગુસ્સો થવાનું કારણ બીલકુલ રહેતું નથી. બલ્કે સવાલ પુછનારાઓએ ઘણું મોટું દીલ બતાવી પોતાના ગુસ્સાને સમાવ્યો છે. જવાબમાં ગુસ્સાથી મુખ ફેરવી લેવામાં આવ્યું; તેથી સવાલ પુછનાર આગાસાહેબનો ગુસ્સો શમાવવા કહે છે કે " આપને જવાબ દેવામાં વાંધો હોય તો, જબરાઇથી ખુલાસો માગતો નથી " એટલું કહીને ખુલાસો ન મળે તો પણ કાંઈ નહિ તેમ માની નીચે બેસી જાય છે " તમો બેવકુફ છો " એ જવાબ અલબત્તા તેમને ગુસ્સાનું કારણ આપનાર હતો પરંતુ પોતાના પીરો મુરશીદ આગળ તેઓ સહનશીળતાની દીવ્ય મૂર્તિઓ રૂપ રજુ થયા હતા; તેથી કાંઇ પણ અવિવેક તો તેમનાથી બની શકે તેમ ન હતો. આ એકંદર હકીકત જોતાં મી. વરતેજીનું સવાલ પુછનારાઓ ઉપર નારાજ થવું તદ્દન હસી કાઢવા જેવું અને પોતાના સ્વાર્થના નિશામાંજ તે થઇ જવા પામ્યું હશે એમ અનુમાન કરી શકાય છે. અને આ બાબત ઉપર મી. વરતેજી ફરીથી વિચાર કરશે અને જો તેમને પોતાની ભુલ જણાય તો પોતાના વિચારો સુધારશે એમ હિદાયત કરીએ તો મુનાસબ છે.

હવે અમો અમારા મિત્ર વરતેજીની મિત્રાચારી વિષે ટુંક વિવેચન કરી આ રીસાલાને સમાપ્ત કરવા માગીએ છીએ. ફીલવા ખાતે સવાલો પુછનાર ખોજા શરીફ નુરમાહમદ સુલેમાન શીમજી. સુલેમાન વાલજીહતા. જવાબ આપનાર નામદાર આગા

સાહેબહતા. આગાસાહેબના મુરીદોએ પોતાના પીરો મુરશીદને ધાર્મિક બાબતમાં કેટલીક શંકાઓનું સમાધાન કરવાને પુછયું હતું. અમારા માસિકમાં તે સવાલ જવાબ પણ પુછનાર તરફના આવેલા છપાયા હતા. વળી જવાબોમાં ઇલ્મે શીલસુરી, ઇલ્મે મંતર, હીકમત, ખુબી, હિદાયતનું સાધન, ઇમામતનો ચમત્કારિક પાવર, પુછનારના મનનું સમાધાન વીગેરે સમાએલું અમારા મિત્રે જાહેર કરેલું અને તેવી બાબતને અમોએ નુરે હીદાયતમાં પ્રગટ કરી, તેવા હિદાયતના સાધન રૂપ વિચારોને ખુદાની ઇચ્છાથી અમોએ પ્રગટ કીધા, તેથી અમો અમારા સબંધ પુરતી બાબત માટે દરેક ધન્યવાદના અધિકારી થઇ શકતા હતા અથવા તો અમોને કાંઇ વતાવવામાં નહિ આવવા જોઇતા હતા છતાં પણ અમારા મિત્રે અમોને પણ શાલ પામરી આપવાની કૃપા કીધી, તેને અમો મિત્રાચારીની ભેટ સોગાદ માનતા હઇશું એમ તેઓ ધારતા હશે અને મિત્રાચારીનો હક અદા કરવાને આવી ભેટ સોગાદ તેઓએ અમોને આપવાને મોકલાવી લાગે છે; પરંતુ જ્યારે અમો જોઇએ છીએ કે આવી ભેટ સોગાદની જણસોનો અમારા મિત્રે વેપાર આદર્યો છે અને તેથી તેમને પોતાનો વેપાર ખીલવવા માટે આવા માલની વધારે જરૂર રહેતી હશે. થોડા માલથી આજકાલ વેપારમાં ફાવી શકાતું નથી. અને માલના મોટા મોટાં ગોડાઉનો તૈયાર રાખવા જોઇએ છીએ તો, અમો પણ અમારા મિત્રની મિત્રાચારીને દ્રષ્ટી મર્યાદામાં

રાખતાં, તેમના માલના સ્ટોકમાં કમીપણું આવેલું જોવા ઈચ્છતા નથી અને જો ઈચ્છીએ તો અમોએ મિત્રાચારીનો હક બજાવ્યો નથી એમ બની જાય છે માટે અમો અમારા તે વિદ્વાન તથા ઈલ્મે ફીલસુફી, ઈલ્મે મંતક, મારફતવીગેરેમાં ઉંચે કોડીએ છલોછલ ભરપુર થએલા મિત્રને, તે ભેટ સોગાદ પાછી મોકલીએ છીએ અને ઉપરના કારણને લઇ તેનો સ્વીકાર કરતા નથી. અને તેમ કરી એક મિત્ર તરીકેની ફરજ અદા કરી, મિત્રની બેહતરી માટે મળેલા અવકાશ માટે ખુદાતાલાનો શુકર ગુજારીએ છીએ.

અમારા આ મિત્રે ખોજા પંથ દર્પણ ભા. ૮ મો ના અમારા રચેલા પુસ્તકના પ્રતિત્પરમાં દુઆના દુશમનને ઝટકો અને ફીતુરી ફતવાને ફટકો નામક ચોપડી રચી, તેમાં પોતાની આ સવાલ જવાબની ચોપડીમાં તેનો કડક ભાષામાં જવાબ આપ્યો છે અને તે જવાબને તેઓ " દંદાંશીકન " જવાબ સમજી બેઠા હતા, પરંતુ જ્યારે અમોએ તે પુસ્તકનો વિનય તથા વિવેકથી જવાબ 'દાવતે ઇમાન નામની ચોપડી લખીને આપ્યો ત્યારે આ ચોપડી ( હાજર ઇમામની હીદાયત)માં તેમના તરફથી "ભાષાનું કડકપણું કુદરતી નીકળી જવા પામ્યું છે " એમ તેઓએ વ્યવહારૂ સ્વીકાર કર્યો, જો કે તેમાં તેઓએ કરેલા ઇકરાર પ્રમાણે અમલ નથી કર્યો એમ અમોને લાગે છે; પરંતુ બનવા જોગછે કે, અમો અમારા મિત્રની ભાષાને તોળી જોવામાં ભુલથાપ

ખાઇ ગયા હોઇએ અને તેથી અમોને તેમના ઇકરાર પ્રત્યે ઘણું માન ઉત્પન્ન થાય છે.

વળી તેઓ "દુઆના દુશમનને ઝટકો" નામક પોતાના પુસ્તક માટે પોતેજ સરટીફીકેટ આપે છે. બીજાઓએ કોઇએ નહિ આપ્યું, તેથી શું કરે! પોતેજ આપીને દીલશાદ કીધું કે–

"અમોએ આપેલા (દંદા શીકન) જવાબો જેનો વળતો જવાબ મી. કાબા આપવાનું ગજું નહિ ધરાવતા હોવાથીજ તેમના ત્યાર પછીના પ્રગટમાં આવેલા લેખમાં કાંઇ પણ સીધી રીતે લખી શકતા નથી. એમ સાબીત થાય છે અને તેવીજ ગણુત્રી અમોએ મજકુર જવાબ લખતી વખતે બેધડક રીતે બતાવી હતી તે ખરી પડેલ છે." એમ લખી પોતેજ મનમાં ખુશી થયા હતા, પણ અમો અમારા મિત્રને ભુલ થાપમાં પડી ગએલા જોવાને ઇચ્છતા નહિ હોવાથી, અને ઇચ્છીએ પણ કેમ! મિત્રાચારીની ફરજે અમોને લાચાર કીધા તેથી તે ભુલની દુરસ્તી અમોએ "દાવતે ઇમાન" ની ચોપડી લખીને કરી આપી અને એ રીતે અમોએ મિત્રાચારીની ફરજ બજાવી સંતોષ માન્યો અને અમારા મિત્રને જે જે ગીહરાંને માર્ગે ચડી જવું પડયું હતું તેને ત્યાંથી ખસેડીને વાટમાર્ગ પર અમોએ ચડાવી દીધા અને હવે અમોને ખાત્રી છે કે તેઓ માર્ગ ભુલશે નહિ અને ઠોકરો પણ ખાશે નહિ જો તેમ ન કરી આપીએ તો પછી અમો મિત્રેજ શાના કહેવાઇએ!

# એદલજી ધનજી કાબાના લખેલા પુસ્તકો.



## રાધાકૃષ્ણના પુસ્તકોના ખંડનોઃ

| | |
|---|---|
| આગાખાની ખુદાઇનો જવાબ | ૧-૦-૦ |
| પચીસ સવાલોનાઃ જવાબો | ૦-૩-૦ |
| ખુલ્લી ચીઠીનો જવાબ | ૦-૫-૦ |

## હાશમ બોધાના પુસ્તકોના જવબો.

| | |
|---|---|
| તોહફે ઇસમાઇલીઆ | ૦-૮-૦ |
| અસલિયાતે ખોજાનું ખંડન | ૦-૮-૦ |
| ખોજા પંથ દર્પણ ભા. ૧ થી ૮ | ૮-૦-૦ |

## આર્ય પ્રકાશના ખંડનો,

| | |
|---|---|
| આર્ય પ્રકાશની અજ્ઞાનતાનું ખંડન ભા. ૧-૨-૩ | ૧-૨-૦ |
| દયાનંદ પંથ દર્પણ | ૦-૬-૦ |

## વરતેજીની પોલના પુસ્તકો.

| | |
|---|---|
| દાવતે ઇમાન | ૦-૩-૦ |
| ફીલવાના સવાલ જવાબ | ૦-૪-૦ |
| ઇમામ કેવો જોઇએ | ૦-૪-૦ |

## કાસમઅલી લધાભાઇને જવ.બ.

| | |
|---|---|
| ઇસમાઇલીમાંથી બાબી | ૦-૧-૦ |
| અસલ ખોજા ઇસના અશરીજ | ૦-૧-૦ |

## ખોજા કેસના પુસ્તકો.

| | |
|---|---|
| આગાખાન કેસનો ફેસલો | ૧-૮-૯ |
| નુરબાઇનો કેસ ભા. ૧-૨-૩ | ૧-૨-૦ |

## ખોજા ઉતપત્તિના પુસ્તકો.

| | |
|---|---|
| આગા જંગીશાહનો રીસાલો | ૦-૪-૦ |
| ખોજા કોમની તવારીખ | ૨-૮-૦ |
| ખોજા ઉતપત્તી | ૦-૩-૦ |
| ગુપ્ત પંથકા ગુજરા | ૦-૩-૦ |
| દરૂઝ કોમના અકાયદ | ૦-૩-૦ |
| ખોજા સર્વ સંગ્રહ | ૧-૦-૦ |

## બાતીન્યા મતના પુસ્તકો.

| | |
|---|---|
| હસન બિન સબ્બાહ | ૦-૧૦-૦ |
| ફીરદોસે બરીં | ૧-૮-૦ |

## પરચુરણ ખોજા પુસ્તકો.

| | |
|---|---|
| કરમાલીનું કીસમત | ૧-૦-૦ |
| ખોજા ખુન આરોપ | ૦-૪-૦ |
| ખોજા કોમને સુધારો | ૦-૨-૦ |

## ઇસલામી સુધારાના પુસ્તકો.

| | |
|---|---|
| સર સઇયદ એહમદના લેખો ભા. ૧-૨ | ૨-૦-૦ |
| સર સઇયદ એહમદ | ૦-૬-૦ |

| | |
|---|---|
| મુસદ્દસે હાલી | ૧–૪–૦ |
| ઇસલામીઓને હીન્દને ઠપકો | ૦–૪–૦ |
| ઉમ્મતનો વિલાપ | ૦–૧–૦ |
| અલ્લાહની ઓળખાણ | ૦–૨–૦ |
| ઓલાદના હકો | ૦–૪–૦ |
| ઇસલામી હકો | ૦–૨–૦ |
| મોહરમની ખુબીઓ | ૦–૬–૦ |
| મુસલિમ સદવર્તન ભા. ૧–૨–૩–૪ | ૦–૮–૦ |
| જસ્ટીસ અમીરઅલી | ૦–૨–૦ |
| નવાબ મોહસીનુલ મુલ્ક | ૦–૨–૦ |
| કેળવણીની હદીસો | ૦–૦–૩ |
| ઓરંગઝેબનું લેકચર | ૦–૦–૩ |
| આદાતે રસુલ | ૦–૦–૩ |
| હજરત મોહંમદ | ૦–૮–૦ |
| મેરાતલ ઓરૂસ | ૦–૨–૦ |
| મીરજા દબીર અનીસ | ૦–૨–૦ |

## ઇસનાઅશરી મતના પુસ્તકો.

| | |
|---|---|
| ચેરાગે ઇસનાઅશરી | ૧–૦–૦ |
| ઇશનાઅશરી આરસી | ૧–૮–૦ |
| ઇસનાઅશરી તવારીખ | ૧–૦–૦ |
| ઇસનાઅશરી મઝહબની ખુબીઓ | ૧–૦–૦ |
| ઇસલામી સીતારો | ૦–૩–૦ |

## ઇસલામી રમુજી પુસ્તકો.

| | |
|---|---|
| મુલ્લાં દોપીઆજા | ૦-૪-૦. |
| અબુ હુલાગાના લતીફા | ૦-૨-૦ |

## સતપાથના પુસ્તકો.

| | |
|---|---|
| સતપંથ શાસ્ત્ર ભા. ૧ લો | ૧-૯-૦ |
| ઘટપાટની દુઆ | ૦-૪-૦ |

લખો—એદલજી વનજી કાબા.
અમરેલી—કાઠીયાવાડ,



# નવાં પુસ્તકો છપાય છે !

**ઇમામ કેવા જોઇએ**—સાચા ઇમામો જગતપર કેવા આશીર્વાદરૂપ છે અને બનાવટી ઇમામો કેવા બોજારૂપ છે તે બંને બાબતોની સંખ્યાબંધ દલીલો સાથે, નાચરણામાં કુહકાણું કરનાર મી. વરતેજીના ગાથરે હાલ એતરાઝોનું પોકળ કીમત ચાર આના.

**નુસેરીની હઠીલાઇ**—મી. અલીમામદ જાન-માહમદ સુનારાએ પોતે નુસેરીની માન્યતા સ્વીકારી તેનો પ્રચાર ખોજા કોમમાં ચાલુ કરવા કોશીશ કરી. તથા કોમને તેના શીર્કભર્યા અકાયદાથી બચાવી લેવાને નુસેરીઓના વિચારો તથા અકાયદાની સરતાની તવા-રીખો તથા ઇસ્લામી શાસ્ત્રથી પોકળતા જણાવી આપી છે. કીમત ચાર આના.

લખો:—

**એદલજી ધનજી કાબા**

અમરેલી-કાઠીઆવાડ